પૂરા પરિવારનું સર્વલક્ષી સુરુચિપૂર્ણ સામયિક
દર માસની ૧૭મી તારીખે પ્રકટ

# કુમાર
# 库马尔



સંસ્થાપક
રવિશંકર રાવળ
તંત્રી : ધીરુ પરીખ
ઉપતંત્રી : પ્રફુલ્લ રાવલ

ઓગસ્ટ, ૨૦૧૮
વર્ષ ૯૪, અંક ૮
સળંગ અંક ૧૦૮૮
કિંમત રૂ. ૫૦

## દેવદૂતો

નવા વર્ષની શુભેચ્છા લઈને આવતા ચાઈનીઝ દેવદૂતોની પ્રસન્ન મુખમુદ્રા અને ભાતીગળ શાલ તેનું આગવું આકર્ષણ છે.

(નટુ પરીખના સંગ્રહમાંથી)

પૂરા પરિવારનું સર્વલક્ષી સુરુચિપૂર્ણ સામયિક

વર્ષ ૯૪મું અંક ૮

સ્થાપના : ૧૯૨૪





સૂચના

- કુમાર દર માસની ૧૭મી તારીખે પ્રકટ થાય છે. મહિનાની આખર સુધીમાં અંક ના મળે તો પોતાના વિભાગની પોસ્ટ ઑફિસે તપાસ કર્યા પછી જ જાણ કરવી. જો અંક સિલકમાં હશે તો બીજો મોકલી અપાશે. ટપાલમાં ગુમ થતા અંકની જવાબદારી કાર્યલયની નથી. આવી અંક ન મળ્યાની ફરિયાદ અંક પ્રકટ થયા પછી એક માસ સુધીમાં મળશે તો જ તેના પર ધ્યાન આપી શકાશે.
- અહીં પ્રકટ થતાં લખાણોમાંના અભિપ્રાયની જવાબદારી તે તે લેખકની છે.
- લેખકોએ પોતાનું લખાણ કાગળની એક બાજુએ, સ્વચ્છ અને સુવાચ્ય અક્ષરે લખી મોકલવું. ઝેરોક્ષ નકલ મોકલવી નહીં.
- સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે, અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. જવાબી ટપાલખર્ચ મોકલવું.
- ગ્રાહકે પોતાના સરનામામાં ગામનો પિન કોડ સ્પષ્ટ અક્ષરે અચૂક જણાવવો. ગ્રાહકના નામના અંગ્રેજી આદ્યક્ષર સાથેનો આપનો ગ્રાહક નંબર પત્રવ્યવહારમાં અવશ્ય જણાવવો.
- 

કુમાર ટ્રસ્ટ તરફથી પ્રકાશક : ધીરુ પરીખ
- પ્રકાશનસ્થાન : કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, પોલીસ ચોકીની પાછળ, બઉવાની પોળ સામે, અમદાવાદ-૧ (ફોન નં. ૨૨૧૪૩૭૪૫)
- WhatsApp : +91 9898665670
- ઇ-મેલ : kumartrust@gmail.com
- કમ્પ્યૂટર કમ્પોઝ : કુમાર ટ્રસ્ટ, ૧૪૫૪, રાયપુર ચકલા, પોલીસ ચોકીની પાછળ, અમદાવાદ-૧
- મુદ્રક : ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. ફોન. ૨૫૬૨૦૫૭૮
- વાર્ષિક લવાજમ ₹ ૩૦૦, પરદેશમાં હવાઈ માર્ગે ડૉલર ૪૫, અથવા ₹ ૨૦૦૦.
- અમને સીધું લવાજમ મોકલનાર માટે ભારતમાં ૩ વર્ષના ₹ ૮૫૦ અને પાંચ વર્ષના ₹ ૧૪૦૦
- આ અંકની છૂટક કિંમત ₹ ૫૦-૦૦ + રવાનગી ખર્ચ ₹ ૧૦-૦૦

ઑગસ્ટ ૨૦૧૮ ૯૪મું વર્ષ અંક ૮




'કુમાર' સળંગ અંક ૧૦૮૮




# 'કુમાર'ની નવી ડી.વી.ડી

ઈ.સ. 2011થી 2015 સુધીના 'કુમાર'ના અંકોની ડી.વી.ડી. તૈયાર થઈ ગઈ છે. તેની કિંમત રૂ. 750 + 50 રવાનગી ખર્ચ કુલ 800 રૂપિયા રહેશે. 'કુમાર'ના ચાહકોએ તે વેળાસર મગાવી લેવી.

આપની રકમ 'કુમાર ટ્રસ્ટ'ના નામે ચેકથી અગર મનિઑર્ડર દ્વારા પણ મોકલી શકો છો અથવા 'કુમાર' ટ્રસ્ટના બૅંક ખાતામાં રકમ ભરી શકાશે.

KUMAR SINCE 1924

**2011 to 2015**

પૂરા પરિવારનું સર્વલક્ષી સુરુચિપૂર્ણ સામયિક

**કુમાર**

Encyclopedic Gujarati Monthly

સંસ્થાપક : રવિશંકર રાવળ

ભૂતપૂર્વ તંત્રી : બચુભાઈ રાવત

તંત્રી : ધીરુ પરીખ

ઉપતંત્રી : પ્રફુલ્લ રાવલ

કુમાર 2011 to 2015

KUMAR TRUST

1924માં સ્વ. શ્રી કલાગુરુ રવિશંકર રાવળે (મારા બાપુ, મિત્રોના રવિભાઈ) તેમના માનસપુત્ર 'કુમાર'ને શરૂ કર્યું. કલાસ્વામી રવિભાઈ (ર.મ.રા.) અને એક વિશિષ્ટ પત્રકાર બચુભાઈ રાવત (ઈ.ત.) ના પુરુષાર્થ અને સહયોગથી 1943 સુધીમાં તો 'કુમાર' એક અગ્રગણ્ય ગુજરાતી સંસ્કાર સામયિક તરીકે સ્થાપિત થઈ ગયું. પણ 1919થી શરૂ થયેલ દેહ-વ્યાધિઓએ હવે રવિભાઈને તેમના 51 વર્ષની વયે 1943માં નિવૃત્તિ લેવાની નિશાની આપી. અનેક નિષ્ફળ તબીબી સારવારો પછી તેમણે 'કુમાર'ને સંકેલી લેવાનો નિર્ણય જાહેર કર્યો. ભરતી-ઓટના તે કઠિન દિવસોનો હું સાક્ષી છું. પણ, સર્વેશ્રી ચૈતન્યપ્રસાદ દિવાનજી, બચુભાઈ રાવત, પ્રભુદાસ પટવારી અને મહેન્દ્ર શાહે બીડું ઝડપ્યું અને 'કુમાર'ને અકાળ સમાપ્તિમાંથી અટકાવવા પ્રયત્નો શરૂ કર્યા. 'કુમાર'ને કુમાર કાર્યાલય લિમિટેડ કંપની બનાવી એક મંડળની રાહબરી નીચે નવજીવન આપ્યું. બસ, ત્યાર પછીથી તે ટ્રસ્ટ બનતા કાર્યક્ષમ ટ્રસ્ટી મંડળ અને વિદ્વાન પત્રકારોના સમ્પાદકીય સહયોગે 'કુમાર'ને સાંપ્રત 94 વર્ષનું નવયૌવન બક્ષ્યું છે.

આ અભિગમમાં આપ સર્વેનો ફાળો તેમજ 'કુમાર'પ્રેમી વાચકોનો ટેકો આદરણીય અને આવકાર્ય રહ્યો છે. મારે માટે તો મારા ભણતર અને ચણતરમાં 'કુમાર' એક માનસ-મોટાભાઈ અને માર્ગદર્શકને સ્થાને રહ્યું છે. 'કુમાર'ને છ વર્ષ પછી 100 વર્ષ પૂરા થશે. ઉપરવાળો તે જોવાની તક આપશે તેવી આશા રાખું છું. અમે દંપતી - હું અને મારા પત્ની ભારતી તેમજ રાવળ પરિવાર તરફથી 'કુમાર'ના રખવાળા તરીકે આપ સર્વોનો આભાર વ્યક્ત કરું છું. કનક રાવળના જય 'કુમાર'

*કનક રાવળ (અમેરિકા)*

*

'કુમાર'ના જૂન 2018ના અંકના બીજા પેજ ઉપર ચિત્રકાર વૃંદાવન સોલંકીનું 2017ની સાલમાં કેનવાસ પર દોરેલું તૈલચિત્ર 'બેલડી' શીર્ષકથી પ્રગટ થયું છે. રચયિતાએ 40x42 ઇંચ જેવી મોટી સાઇઝમાં સ્ત્રી-પુરુષનું પ્રસન્ન દામ્પત્ય એકમેકના હાથ પકડીને આકારિત કરી આપ્યું છે. બંનેનાં વસ્ત્રોમાં સાદગી છે. સ્ત્રીના શિરે ઓઢણી અને પુરુષના માથે ફાળિયું છે. સ્ત્રીનો પગ પુરુષના નિતંબ તળે દબાયલો છે. પુરુષ પોતાના હાથમાં ગમતીલી નારનો હાથ પકડીને તેને પોતાનો સહારો, સધિયારો આપી રહ્યો છે. સ્ત્રીની સાથે બેડલાં પણ છે. પાણીડે ગયેલી આ ગ્રામ-પનિહારીને પોતાના મનનો માણીગર મળી ગયો છે. ઉષ્માભર્યું આ ચિત્ર નીરખીને ભાવકના મનમાં ટાઢક વળે છે.

હવે આ જ ચિત્રકાર એટલે કે વૃંદાવન સોલંકી, એક વરસ પછી 2018ની તાજી સાલે, કેનવાસ ઉપર એક્રિલિક રંગોથી 24x24 ઇંચની નાની સાઇઝમાં એ જ પેન્ટિંગને મોડિફાય કરે છે, જે જૂન મહિનાના જ 'શબ્દસૃષ્ટિ'ના મુખ્યપૃષ્ઠ ઉપર પ્રગટ થયું છે. અહીં ચિત્રને રિવર્સ કરી નાખવામાં આવ્યું છે. આ વખતે સ્ત્રી ડાબી બાજુ બેઠી છે. કપડાંમાં વધુ ભપકો ઉમેરવામાં આવ્યો છે. સ્ત્રીના બંને હાથ અદબ વાળીને પોતાના ગોઠણ ઉપર ટેકવેલા છે. તેના બંને પગ સહેજ છૂટા પડીને બહાર નીકળેલા દેખાય છે. અહીં સ્ત્રીના ખુલ્લા કેશ કલાકારે ઓઢણીથી સંપૂર્ણપણે ઢાંકી દીધા છે. ઓઢણી, બ્લાઉઝ, ઘાઘરો, પંછેડી, કેડિયું, ફાળિયું બધે ભરતકામ કરીને ચિત્રકારે પેલી સાદગી ગુમાવી દીધી છે. ઇન શોર્ટ, ચિત્ર જૂના ક્લાસિક ચિત્રના રિમિક્સ જેવું બની ગયું છે. એક જ મહિને, એક જ કલાકારનાં, એકસમાન ચિત્રોને ગુજરાતીનાં બે અગ્રીમ હરોળના સામયિકોમાં સાથે સાથે જોઈને પરસ્પર સરખાવવાનું મન થયું. આ તુલનાત્મક દૃષ્ટિ સાથે આ 'બેલડી' મનમાં ઊંડે ઊતરી ગઈ.

સુચિત્રા ભટ્ટાચાર્યની બાંગ્લા વાર્તાનો અનુવાદ અનિલા દલાલે બંગાળી લઢણને યથાવત રાખીને કર્યો છે. પ્રકરણ એક પછી સીધું ત્રણ આવે છે. કદાચ બીજું પ્રકરણ સરતચૂકથી છૂટી ગયું હોય તો પણ વાર્તાના પ્રવાહ અને કથ્યને ક્યાંય ક્ષતિ પહોંચી નથી. પતિ-પત્ની બેલડીમાંથી કોઈ એક વ્યક્તિ કલાકાર હોય, તેવા દરેક દંપતીએ આ વાર્તા ચોક્કસ વાંચવી જોઈએ. સંવેદનશીલ કલાકાર અજાણતા જ પોતાના સામાન્ય મનોવૃત્તિવાળા જીવનસાથી સાથે કેટલી ગંભીર રીતે અન્યાય કરતો હોય છે, એ વાતને લેખિકાએ સૂક્ષ્મતાથી નિસ્પંદિત કરી છે. વાર્તાની નાયિકા (લેખિકા વસુંધરા) પોતાના ભલા, સરળ, વચનબદ્ધ જીવનસાથી દીવાનાથની પતિસહજ લાગણીઓને અક્ષમ્ય હદે આજીવન કચડતી રહે છે. સ્વરચિત સ્પંદનોને ઝીણવટથી લાડ લડાવતા લેખકો પરિજનોની ભાવનાઓ પ્રત્યે નિર્મમતાની સીમા સુધી અલિપ્ત રહેતા હોય છે. આવી ઉમદા વાર્તા આપવા બદલ 'કુમાર'ને સાદર અભિનંદન.

જૈન કથાસાગર અંતર્ગત કીર્તિદા શાહ પ્રભાવક દાખલા સાથે સમજાવી આપે છે કે સો મૂર્ખ મિત્રો રાખવા કરતા એક જ્ઞાની શત્રુ વધુ સારો હોય છે. આ વાર્તાવારસો રસાળ વાચિકમ્ દ્વારા આપણી નવી પેઢીના બાળકો સુધી પહોંચવો જ જોઈએ, એવો મારો નમ્ર અભિપ્રાય છે. સદ્. વિનોદ ભટ્ટ માટે હાસ્યકાર રતિલાલ બોરીસાગર કોઈ જ હળવા પ્રસંગો વગર જીવન-કવન આલેખી આપે છે તો કવિ નિરંજન ભગત વિષે બીજા કવિ હર્ષદ ત્રિવેદી પોતીકી હળવી શૈલીમાં ચરિત્ર-ચિત્રણ કરે છે. હરિકૃષ્ણ પાઠક સાહેબની કલમે રચાયલી ટી.વી. નાટિકા દ્વારા આ લખનારને ફિલ્મ સ્ક્રીપ્ટ કેમ લખાય તેનો પ્રથમ પરિચય થયો. નવો જ પ્રકાર હોવાથી રોમાંચ અનુભવાયો.

એન લાર્વાટસ (પ્રોબોસ્કીસ) વાંદરાઓ વિશે હરીશ નાયકે એટલી સજ્જતાથી લેખ લખ્યો છે કે આંખ સામે ડિસ્કવરી ચૅનલ જોવાતી હોય એવી જીવંત પ્રતીતિ થઈ. અતિ કામુક આ એક માત્ર પ્રજાતિ એવી છે જે માણસની જેમ પ્રજોત્પત્તિના ઉદ્દેશ્ય વગર પણ કામસંબંધ બાંધે છે. ભય, તણાવ, ગુસ્સો, હાર કે જીત જેવી દરેક લાગણીના દમન માટે અથવા ઉજવણી માટે આ પ્રજાતિ સેક્સ માણે છે. ઇન્ટરનેટ ઉપર કામુક ટુચકાઓ માટે આ નાકિયા વાંદરાની 'ગેગ્સ' સૌથી બધુ પ્રચલિત છે. જોકે, પોતાની ભાષામાં આ રીતે સવિસ્તાર જાણવું બહુ ગમ્યું.

*જિનેશ શાહ (ગાંધીગામ)*

## ન આવડ્યું / યોસેફ મૅકવાન

(ઉલાલ)

સંસારમાં આવ્યા અને રહેતા ન આવડ્યું
ઝાકળ-ફૂલોની જેમ મેં જીવ્યા કર્યું સદા.

શબ્દો હતા ભાષા હતી કહેતા ન આવડ્યું,
મેં મૌનને આંખો થકી સીવ્યા કર્યું સદા.

સંબંધના લ્હાવા હતા લેતા ન આવડ્યું.
મારા જ મારા તેજથી દીપ્યા કર્યું સદા.

સાચું કહું તો સ્વાર્થમાં દેતા ન આવડ્યું,
મારું જ મારું મેં મને સીંચ્યા કર્યું સદા.

ઊંચા જ ઊંચા પ્હાડ વચ્ચે વ્હેતાં ન આવડ્યું
મારું ખુમારીજળ હતું પીધા કર્યું સદા.

## આવું શું કામ અમે ઓઢીએ? / જિતેન્દ્ર જોશી

(ગાન)

આવું શું કામ અમે ઓઢીએ?
અણસમજુ હાથ મારો સંકોરે લાજ અને પિયુ શરમાય રોજ દોઢીએ,
આવું શું કામ અમે ઓઢીએ?

ભાતીગળ બાંધણીમાં ગોરંભે આભ અને ટહુકી ટહુકીને અમે થાકીએ,
ઓરડામાં ઓચિંતો ઊડે વંટોળ અને પીલુની જેમ અમે પાકીએ,
રાતુંચટ્ટાક એનું ભમ્મરિયું ઝેર, મારી આંખોમાં ચડતું પરોઢિયે.
આવું શું કામ અમે ઓઢીએ?

પાતલડી ડોક, એનો નમણો મરોડ, અમે ઓઢણીનો ભાર કેમ ઝીલીએ?
પિયુના પગરવનો ભણકારો થાય અને આથમતી સાંજ થઈ ખીલીએ,
હળવેથી ખોલીને ભીડ્યાં કમાડ, અમે મખમલની શય્યા પર પોઢીએ.
આવું શું કામ અમે ઓઢીએ?

## વૈદેહી - ભાતા / મનોહર ત્રિવેદી

(ઝૂલણા-ગાન)

આભથી સૂર્યનાં કૈંક કિરણો ઝર્યાં મેં ધર્યાં ત્યાં જ પ્રસ્વેદ - ટીપાં
હાથપગ ચાલતા હળની પાછળ હજી એ હશે રામની કાંક ક્રિયા!

તીર ચોમેર મધ્યાહ્નનાં છૂટતાં આગ ઝરતાં અને તીક્ષ્ણ - તાતાં
સ્હેજ અડકું અને થાય શીતળ સહું છું ધરાપુત્ર, વૈદેહી. ભાતા-

મેં નથી જાતને કોઈ દિ' કોચવી, ધોરી પામ્યા નથી ગાળભેળ
ચાલીએ ભોંય પર જાળવી જાળવી કે ન તૂટે લગીરેય મેળ

પાંગતે થાક બે પાય લંબાવશે, ઝીલશે ઊંઘ એકાદ દોહો
ચાંચને ચણ મળે, ખોરડે મણ મળે, ગાડું ચાલ્યા કરે એમ ઓહો!

પવનમાં કણસલાં ઝૂલતાં જોઈને સીમ આ થાય છે રાજી રાજી
પોપચાં ઊઘડતાં વેંત કાને પડી પગલીઓ અન્નદા! તારી તાજી!

## માતૃશાતા / રામચન્દ્ર પટેલ

(વસંત-મૃદંગ - સૉનેટ)

સાંજે પિતા સહ ગયો સીમ ખેતરે હું
શેઢે હતું યુગલ આહીરનું : થયું ઊભું
આવી ય પાસ હરખ્યું, વળી ખાટ પાથર્યો,
ને તાંસળું ભરીભરી દૂધ આપ્યું પીવા.

પૈસા હિસાબ ખતવી દૂર ખેતરે જવા
'આવું કહી', ઝડપથી ઊપડ્યા પિતા હું
તો એકલો, નીરખું ગોધણ શાંત ઊભું,
ને શ્વાન આવી ઘડી ખાટ નજીક બેઠો.

આડો થયો અમથું, ઊંઘ ભરાય આંખે
લે, કાંબળો? ગગન તારક સૃષ્ટિગૂંથ્યો
ઓઢાડતાં મુખડું નીરખ્યું વન્યબાઈનું
માણી પરોઢ તક માદક પોષરાત્રિ.

જાગ્યો : ન કોઈ રહ્યું એકલી ગોપમાતા;
સ્વર્ગે ગયેલ મળી મા, મળી માતૃશાતા.

### લોકોએ / મનીષ પરમાર

(ગઝલ)

બધાં વચ્ચે કર્યો જાહેર લોકોએ,
ભુલાવ્યું ભગ્ન તારું શહેર લોકોએ.

હવે જીવી નથી શકતો - મરી શકતો-
જીવનમાં રેડી દીધું ઝેર લોકોએ.

નથી સાંખી શક્યાં મારીય મજબૂરી,
કર્યો ઈર્ષાતણો ઊછેર લોકોએ.

હતો પથ્થર પડોશી ફૂલ પાસેનો,
મને ભાંગી જ નાખ્યો ખેર લોકોએ.

સગા બે ભાઈનો સંબંધ તોડીને,
ચલાવ્યો આજ કાળોકેર લોકોએ.

### કૈં / ભાવેશ ભટ્ટ

(ગઝલ)

મારાથી તોય એનો કદી સ્પર્શ થાય કૈં?
મળતું રહે છે ચેન તમારા વિનાય કૈં.

વિશ્વાસ રાખ, તારી આ દુનિયાની ખાણથી
લીધું નથી અમે કદી જોખમ સિવાય કૈં.

દીવા બુઝાવનારને મારી વિનંતી છે
મારે જખ્મને ફૂંક, જખમ ઓલવાય કૈં.

આવી ગઈ છે દર્દમાં પણ સ્થિતપ્રજ્ઞતા
ક્યારેય ના દુઃખાય જરા, ના રુઝાય કૈં.

એવું બને કે ક્યાંક દગો દે તને જમીન
તો પણ હવા ઉપર તો ન પગલું ભરાય કૈં!

ઊધઈ કહી રહી છે હવે કાટમાળને
આવી રીત ઈમારતે સળગી જવાય કૈં!

### આંધી / જિતેન્દ્ર પ્રજાપતિ

(ગઝલ)

પ્રભુના હાથથી છૂટી પડી આંધી,
જીવન નામે અમોને સાંપડી આંધી.

નસીબ નામે પછીથી ઓળખાઈ એ,
ફૂંકાઈ જ્યાં કદી મુજમાં પડી આંધી.

વિવશ થઈને સહન કરવું પડ્યું જે ક્ષણ;
મને મારી જ અંદરથી લડી આંધી.

સ્વયં તું આવ, ને આવીને કર ઉપચાર;
કે તારી યાદની મરવા પડી આંધી.

વસી માનાં નયનમાં એ પળે જાણ્યું,
ચૂવાની સાથ ક્યારેક દડદડી આંધી.

### અર્વાચીન એકલવ્ય / મેહુલ ત્રિવેદી

(શિખરિણી - સૉનેટ)

અરે! અંગૂઠો આ ગુરુચરણમાં કેમ ધરતો?
મહામૂલા સ્નેહે જડ ઉરમહીં કાં વરસતો?
મથ્યો જેના માટે અવિરત ઘણો રાતદિન ને
નિશાનોમાં રાખી ગહન નયનોને મગજના
પ્રયોગોને પ્યારા સતત કરતો કષ્ટ સહતો
પછી પામી જંપ્યો પ્રવૃત્ત બહુ રાખી જ તનને
કુમારોથી ઊંચી ધનુષધરની શ્રેષ્ઠ પદવી.
હવે દેવા માટે ગુરુઋણસ્વરૂપે વિનયથી?

વિના અંગૂઠે હું અગણિત પ્રયાસે રત રહી
શકું છું પામી હું ધનુષબળનાં કૌશલ ઘણાં.
સમાજો જ્યાં જ્યાં જે દલિતવનમાં રાજ કરતાં
મહાસ્વાર્થો સાધી વળતર જરા ભાર ધરતાં.
ઉરોના ભાથામાં રવિકિરણનાં તીર છલકો!
ઘણી જીતો પામી શ્રમિક જનનાં શૌર્ય ઝળકો!

## ભાવનગરના રાજવી

# ઠાકોર વખતસિંહજી 'આતાભાઈ'

ગંભીરસિંહ ગોહિલ

**'આ**તાભાઈ'ના હુલામણા નામથી ખ્યાતિ પામેલા ભાવનગરના રાજવી વખતસિંહજી (રાજ્યકાળ ઈ.સ. 1772-1816) ઇતિહાસનું એક દંતકથારૂપ પાત્ર છે. તેમનો જન્મ ઈ.સ. 1748માં થયો હતો. તેઓ ભાવનગરના રાજવી અખેરાજજી બીજા ઉર્ફે બાવાજી (રાજ્યકાળ ઈ.સ. 1764-1772)ના પુત્ર હતા અને ભાવનગરના સ્થાપક ભાવસિંહજી - પહેલા (રાજ્યકાળ ઈ.સ. 1703-1764)ના પૌત્ર હતા.

ત્રણ તાલુકા જેવડા ભાવનગર રાજ્યને તેમણે ત્રણ જ દાયકામાં યુદ્ધો લડી દસેક તાલુકા જેવડું સૌરાષ્ટ્રનું જૂનાગઢ અને જામનગર પછીનાં ત્રીજા ક્રમનું રાજ્ય પ્રસ્થાપિત કર્યું. તેમણે જીતીને ભાવનગર રાજ્યમાં સમાવી લીધેલા વિસ્તારોમાં તળાજા, ઝાંઝમેર, મહુવા, વાઘનગર, ગઢડા, બોટાદ, લીલીયા, સાવરકુંલા, ડેડાણ, મિતિયાળા, રાજુલા, વગેરેનો સમાવેશ થાય છે. સૌરાષ્ટ્રમાં ત્રીજા ક્રમે હોવા છતાં ભાવનગર રાજ્ય આવકની દૃષ્ટિએ પહેલા ક્રમે પહોંચી ગયું હતું.

અઢારમી સદીના કાઠિયાવાડના ચાર સમર્થ ઘડવૈયાઓમાં વખતસિંહજીનું સ્થાન છે. જૂનાગઢના દીવાન અમરજી, જામનગરના દીવાન મેરુ ખવાસ, ભાવનગરના વખતસિંહજી અને ગોંડળના ભા કુંભાજી, ભાવનગરનાં ઠાકોર ભાવસિંહજી (પહેલા)ને ભાવનગરના સ્થાપક ગણવામાં આવે છે. તેમ વખતસિંહ ઉર્ફે આતાભાઈને ભાવનગર રાજ્યના શિલ્પી તરીકે ઓળખવામાં આવે છે. તેમના રાજ્ય-અમલ દરમિયાન ભાવનગર રાજ્યનાં વિસ્તાર અને સત્તા બંનેમાં વધારો થયો હતો. તેમની કુશાગ્ર બુદ્ધિ અને સાહસવૃત્તિને કારણે તેમના વ્યક્તિત્વમાં શક્તિ અને યુક્તિનો સુભગ સમન્વય થયો હતો.



ઠાકોર વખતસિંહજી આતાભાઈ તેમની માનીતી ઘોડી 'સિંહણ' ઉપર સવાર

વખતસિંહજી - 'આતાભાઈ'નો રાજ્યકાળ 44 વર્ષ સુધી વિસ્તર્યો હતો. તે દરમિયાન તેમણે જે પ્રદેશોને પોતાના રાજ્યમાં ઉમેર્યા તેના કારણે તેમણે ખાચર ખુમાણવાળા વગેરે કાઠીઓ, ખાસિયાઓ, કોળીઓ તેમજ પાલિતાણાના ગોહિલોને વશ કર્યા હતા. તેઓ ઘણી લડાઈઓ લડ્યા પરંતુ ક્યારેય પરાજિત થયા ન હતા.

તેમના રાજ્યકાળ દરમિયાન ઈ.સ. 1772થી ઈ.સ. 1797 સુધી તેમનાં રાજ્યનો ચારેય દિશાએ વિસ્તાર કર્યો અને 1797થી 1816 સુધી સમાધાનો અને સંકલનો દ્વારા રાજ્યને સુદૃઢ બનાવ્યું. તેમણે કરેલ રાજ્યવિસ્તાર અને વ્યવસ્થા તેમના પછીનાં દોઢ સૈકા સુધી ટકી રહ્યાં હતાં. અંગ્રેજોના આગમનના કારણે વખતસિંહજી પછીના સમયમાં લડાઈઓ, ઝઘડાઓ, વિવાદો વગેરેનો અંત આવ્યો હતો.

વખતસિંહજી ઈ.સ. 1772માં ગાદીએ આવ્યા ત્યારે ભાવનગર રાજ્યમાં સિહોર પરગણું, કોળિયાક વગેરે ઘોઘાબારાનાં દરિયાકાંઠાનાં ગામો, વરતેજનાં ગામો, ઉમરાળા પરગણું, ત્રાપજ પરગણું, ભંડારિયાનાં ગામો, દિહોરની બત્રીસી, બાખલકાનાં ગામો, ટાણા પરગણું અને ભાલનું પરગણું વગેરે પ્રાદેશિક વિસ્તારોનો સમાવેશ થતો હતો.

ઈ.સ. 1723થી રાજધાનીનું શહેર ભાવનગર હોવા છતાં ચડાઈ અને લડાઈના તે સમયમાં સિહોરના ડુંગર ઉપર આવેલા કિલ્લામાં સહેલાઈથી બચાવ થઈ શકે તેમ હોવાથી સલામતીની દૃષ્ટિએ વખતસિંહજી મોટેભાગે સિહોર રહેતા હતા.

આતાભાઈની સાહસિકતા યુવાવસ્થાથી જ પ્રગટ થતી રહી હતી. તેઓ સોળ વર્ષના હતા ત્યારે એક દલિત કન્યાને કાઠીઓ ભગાડીને લઈ જતા હતા. દલિત કન્યાના પિતાની આજીજીથી વ્યથિત થઈને આતાભાઈએ પોતાની



સિંહોરનો ઇતિહાસપ્રસિદ્ધ દરબારગઢ

ઘોડી તૈયાર કરવા કહી હથિયાર લઈને સિહોરના દરબારગઢમાંથી નીચે ઊતર્યાં. પિતા ઠાકોર અખેરાજજી બીજા (બાવજી) એ ઘણા રોક્યા છતાં રોકાયા નહિ. ઝડપભેર ઘોડી દોડાવીને ભાગી જતા કાઠીઓને પડકારી, મારી, દલિત કન્યાને છોડાવી પોતાની ઘોડી પર પાછળ બેસાડી સિહોર લઈ આવ્યા. દલિત કન્યાની દુઆને ઝવેરચંદ મેઘાણીએ 'ઢેઢ કન્યાની દુઆ' એ નામની 'સૌરાષ્ટ્રની રસધાર'ની લોકવાર્તામાં મૂર્તરૂપ આપ્યું છે.

આતાભાઈના પિતાશ્રી અખેરાજજી બીજાને તેમણે અંગ્રેજોની કરેલી મદદના બદલામાં તળાજા મળતું હતું. પરંતુ તેઓ શેત્રુંજી નદીની પેલી પાર રાજ્યવિસ્તાર કરવા માગતા ન હોવાથી તેમણે તે લીધેલું નહિ. એટલે અંગ્રેજોએ તળાજા ખંભાતના નવાબ મોમિનખાન બીજાને આપ્યું હતું. આ મોમિનખાને નુરુદ્દીનને તળાજાનાં સૂબા તરીકે નીમ્યો હતો.

નુરુદ્દીન તળાજા વિસ્તારમાં લૂંટફાંટ કરતો અને લોકોને ખૂબ રંજાડતો હતો. તેણે ગૌવધ પણ કરવા માંડ્યો હતો. આ બાબતની ફરિયાદો આતાભાઈને મળતાં તેમણે તે બાબતે ખંભાતના નવાબ સાથે વાટાઘાટો કરી. નવાબે પંચોતેર હજાર રૂપિયા લઈને તળાજા આતાભાઈને આપવાની તૈયારી બતાવી ત્યારે અંગ્રેજોની મદદ લઈને આતાભાઈએ તળાજા લીધું. નવાબે નુરુદ્દીનને તળાજાનો કબ્જો આતાભાઈને સોંપી દેવા જણાવ્યું. પરંતુ જ્યારે કબજો માંગવામાં આવ્યો ત્યારે નુરુદ્દીને તે આપ્યો નહિ. આથી આતાભાઈએ તોપદળ સાથે સૈન્ય લઈ તળાજા પર ચડાઈ કરી. સાત દિવસની લડાઈના અંતે નુરુદ્દીન શરણે થયો. આતાભાઈએ તેને દરિયાઈ રસ્તે ખંભાત જવા દીધો. આતાભાઈએ તળાજા વિસ્તાર પોતાના રાજ્યમાં ભેળવી દઈને તે અંગેની વહીવટીય વ્યવસ્થા કરી.

તળાજાનો વિજય મળ્યો તે દિવસે ગોકુળ અષ્ટમી હતી. તે જ દિવસે તેમનાં રાણી અદીબાએ ભાવનગરના પાટવી કુમારને જન્મ આપ્યો. વિજયના સ્મરણમાં પાટવી કુંવરનું નામ વિજયસિંહ રાખવામાં આવ્યું. લોકો તેને કનૈયો કહેતા. 1780માં થયેલા તળાજાના વિજય સાથે આતાભાઈની વિજયકૂચ શરૂ થઈ તે 1797 સુધી ચાલી.

1780 ના વર્ષમાં જ લાઠી, ભાલવિસ્તાર, બોટાદ અને ગઢડાનાં ગામોમાં કાઠીઓ અને કોળી હુમલાખોરોનો ત્રાસ વધી ગયો હતો. તે અંગે લાઠીના રાજવી લાખાજી, ભાલના ચુડાસમા રાજપૂતો અને બોટાદ તથા ગઢડા વિસ્તારના ખાચર અગ્રણીઓએ આ અંગે ફરિયાદ કરી વખતસિંહજીની મદદ માંગી. વખતસિંહજીએ પોતાના તળાજામાં લડેલા સૈન્યને તૈયાર કરી આ વિસ્તારોમાં હુમલાઓ કરતાં લૂંટારાઓને પરાજિત કર્યા. પરિણામે લાઠી, ગઢડા અને ભાલ વિસ્તારમાં વખતસિંહજીનું આધિપત્ય સ્વીકારાયું; આમ થતાં 1780નું વર્ષ તેમના માટે શુકનવતું નીવડ્યું.

મહુવા વિસ્તાર લાંબા સમયથી ખરેડિયા મુસ્લિમોના કબજા હેઠળ મિસરી ખસિયાએ ખરેડિયા મુસ્લિમોને હાંકી કાઢી તે વિસ્તાર કબજે કર્યો હતો. તેનો ભત્રીજો હમીર ખસિયો શક્તિશાળી અને મહત્ત્વાકાંક્ષી હતો. તેને વાઘનગર આપી જુદો કર્યો હતો. હમીરે ગોપનાથ, ઝાંઝમેર વગેરે વિસ્તારો જીતી લીધા હતા. તે પોતાના તથા આસપાસના વિસ્તારોમાં ઘણો ત્રાસ ફેલાવતો એટલે તળાજાના વહીવટદાર ખીમાજી અને અન્ય લોકોએ વખતસિંહને ફરિયાદ કરી. વખતસિંહએ સૈન્ય સાથે હલ્લો કરી વાઘનગર, ઝાંઝમેર વગેરે લઈ લીધાં. ગોપનાથના મહંતની ભલામણથી વખતસિંહએ તેને વાઘનગર જવા દીધો અને ઝાંઝમેર વગેરે વિસ્તારો પોતાના રાજ્યમાં ભેળવી દીધા.

મધુવન ગામ વાજા રાજપૂતોને જીવાઈ માટે આપ્યું. આ ઈ.સ. 1782ની સાલ હતી.

જસો ખસિયો કોળી ચાંચિયાઓને મોકલીને વહાણો પર હુમલા કરાવતો. ઘણીવાર વેપારીઓનાં વહાણો કોળીઓ દ્વારા લૂંટાવી માલ-સામાન બજારમાં વહેંચાવી નાખતો. આસપાસના વિસ્તારોમાં તેના માણસો ત્રાસ વરસાવતા. વખતસિંહજીના મામા ગોપાળજી સરવૈયા મહુવામાં ભવાનીમાતાના મંદિરે દર્શને ગયેલા ત્યારે જસા ખસિયાએ અપમાન કરેલું. હમીરને પોતાના પિતરાઈ ભાઈ જસા સાથે વાંધો પડતાં તેણે પણ વખતસિંહજીને ફરિયાદ કરી. તે ઉપરાંત ચાંચિયાગીરીના કારણે ખંભાત વિસ્તારના વેપારને નુકસાન થતું હતું. એટલે મુંબઈના ગર્વનરે સૂરતના કલેક્ટર દ્વારા વખતસિંહજીને પત્ર લખાવી એ બાબતે પગલાં લેવા જણાવ્યું હતું.

આ બધાં કારણો અને ફરિયાદો અંગે વિચારીને વખતસિંહજીએ મહુવાના જસા ખસિયાને પાઠ ભણાવવાનું નક્કી કર્યું. તે માટે પંદર હજાર સૈનિકોનું અનુભવી સૈન્ય તૈયાર કર્યું. તેને રવાના કરી વખંતસિંહજી આગળ મહુવા પહોંચી ગયા. બહાર રાવટીઓ બાંધી દીધી. જસાને કહેવડાવ્યું કે અમે તો અઠવાડિયું હવાફેર કરવા અને ભવાની માતાનાં દર્શને આવ્યા છીએ. જસો ખસિયો ગાફેલ રહ્યો.

તે સમયે સૈન્યને ગીચ ઝાડીના કારણે તળાજા થઈ દરિયાઈ રસ્તે મહુવા મોકલવું પડતું. આ ઘણો લાંબો રસ્તો હતો. વખતસિંહજીએ હોશિયાર કારીગરોને કામે લગાડી એક જ અઠવાડિયામાં ઝાડી કાપી ટૂંકો રસ્તો તૈયાર કરાવી દીધો. તેમાંથી લશ્કર ઝડપથી મહુવા પહોંચી ગયું. જસો શરણે થવાને બદલે કિલ્લામાં ભરાઈ ગયો. વખતસિંહજીના તોપદળે સાતમા દિવસે કિલ્લામાં ગાબડું પાડી અંદર પ્રવેશ કર્યો. વખતસિંહજીએ મહુવા વિસ્તાર કબજે કરી વહીવટી વ્યવસ્થા ગોઠવી દીધી.

જસો ખસિયો નાસીને રાજુલા જતો રહેલો તેથી વખતસિંહજીએ તેનો પીછો કર્યો. રાજુલાનો ભોળો ધાંખડો શરણે થયો પરંતુ જસાને નાસી જવામાં મદદ કરી એટલે તેમણે રાજુલા કબજે કર્યું. જસો ડેડાણથી નાસી ગયો. પણ ડેડાણનાં દંતા કોટિલાએ વખતસિંહજીનું આધિપત્ય સ્વીકારી તેમને ઘોડો ભેટ આપ્યો. વખતસિંહજી આગળ ન જતાં ભાવનગર પાછા ફર્યા. આ સમય ઈ.સ. 1784નો હતો.

જસો ખસિયો ગીરમાં નાસી જઈ લોકોને રંજાડવા લાગ્યો. હમીર ખસિયો તેમાં મદદ કરતો હતો. આ ખબર જાણીને વખતસિંહજીએ આરબ જમાદારને સેના સાથે વાઘનગર મોકલ્યો. તેણે તે કબજે કર્યું. વખતસિંહજીએ ઈ.સ. 1785માં વાઘનગરને ભાવનગરમાં ભેળવી દીધું. પરિણામે લોકોમાં શાંતિ અને સલામતી સ્થપાઈ.

કુંડલાના કાઠી દરબાર આલા ખુમાણનું અવસાન થતાં તેમના છ દીકરાઓ વચ્ચે સત્તાની વહેંચણીમાં વિવાદ થયો. સૌથી મોટા દીકરા ભોજે વખતસિંહજીની મદદ માગી. વખતસિંહજીની સેના કુંડલા પર ચઢાઈ લઈ ગઈ ત્યારે બીજા દીકરા મૂળુએ સામનો કર્યો. બે નાના દીકરાઓએ જૂનાગઢના નવાબ હમીદખાનની મદદ માગી, તેની સેનાને પણ મૂળુએ કુંડલામાં પ્રવેશવા ન દીધી. આ ઝઘડામાં જૂનાગઢની મોટી સત્તાએ પ્રવેશ કર્યો એટલે વખતસિંહજીએ ધીરજ રાખી. આ પછી છ વર્ષે 1790માં વખતસિંહજીએ કુંડલા પર હલ્લો કર્યો. તે વખતે પણ જૂનાગઢની સેના આવી પહોંચી પરંતુ વખતસિંહજીએ તેને મારી હઠાવી. વખતસિંહજીની સેનાએ કુંડલાનો કબજો લઈ લીધો પણ તેમનો સામનો કરનારો મૂળુ મિતિયાળા નાસી ગયો. તેનો પીછો કરી વખતસિંહજીએ મિતિયાળા પણ જીતી લીધું. આસપાસના ખુમાણ કાઠીઓ કુંડલાને મદદ કરવા માગતા હતા. તેમને સૌને હરાવીને વખતસિંહજીએ સલડી, આંસોદર, ગુંદરણ અને લીલિયાનો પણ કબજો લઈ લીધો.

કાઠીઓ નાની લડાઈઓ, છાપાઓ અને લૂંટફાટમાં કુશળ હતા પણ મોટી લડાઈઓની કુશળતા તેમનામાં નહોતી. વખતસિંહજીએ કુંડલા વગેરે ઘણાં કાઠીમથકો જીતી લીધાં હોવાથી સમગ્ર કાઠી સમાજમાં હતાશા વ્યાપી વળી હતી. તેમાંથી બહાર નીકળવા ચિત્તળના કુંપાવાળા, જસદણના વાજસુર ખાચર, જેતપુરના વીરાવાળા વગેરે કાઠીઓએ અન્ય સર્વ કાઠી અગ્રણીઓને ચિત્તળ બોલાવી વખતસિંહજીનો સામૂહિક સામનો કરવા ભાવનગર પર ચડાઈ કરવાનું નક્કી કર્યું. વખતસિંહજીનું ગુપ્તચર તંત્ર સમર્થ હતું. એટલે તેમને આ હિલચાલની ખબર મળી ગઈ. 'પહેલો ઘા રાણાનો' એ વખતસિંહજીની યુદ્ધનીતિનો મૂળ મંત્ર હતો.

વખતસિંહજીએ લાઠી, વળા વગેરેના રાજવીઓને તથા પોતાની દેવાણી, વાછાણી, ગોવિંદાણી, ઘોઘારી વગેરે શાખાના ગોહિલોને પોતાને સાથ આપવા જણાવ્યું. કાઠીઓની ચડાઈ આવે તે પહેલાં ચિત્તળ પહોંચી જવા સેના તૈયાર કરી વખતસિંહજી

કુશળ બુદ્ધિના નિપુણ અને સંસ્કારપ્રિય રાજવી હતા. તે સમયે કચ્છથી કંમાંગરી વગેરે ચિત્રશૈલીઓના ચિતારાઓ આવ્યા હતા. તેમણે વિનંતી કરી કે અમારે સિહોરના દરબારગઢમાં ભીંત-ચિત્રો તૈયાર કરવા છે. તે માટે અમને સંમતિ આપો. વખતસિંહજીએ કહ્યું કે તમે સૌ પણ અમારી સાથે ચાલો. લડાઈની તૈયારીઓ જોશો તો તમને તમારાં ચિત્રોનાં વિષયો મળશે. ચિતારાઓ ખરેખર સેના સાથે જોડાઈ ગયા. પરિણામે આજે પણ સિહોરના દરબારગઢની દીવાલો પર વખતસિંહજીની સેના ઘોડાઓ, હથિયારો, અગ્રણી લડવૈયાઓ વગેરેનાં ચિત્રો અંક્તિ થયેલાં છે. તેમનાં નામ પણ લખાયાં છે. એટલું જ નહિ પછીથી ઈ.સ. 1912માં મહારાજા ભાવસિંહજી બીજાએ આ ચિત્રોના રંગીન ફોટોગ્રાફ લેવડાવીને તેને ઇંગ્લન્ડ મોકલાવીને કલાત્મક ગંજીફાના સેટ તૈયાર કરાવ્યા હતા, જે આજે પણ કલાસંગ્રહોમાં કીમતી જણસ તરીકે સંગ્રહાયેલ છે.

વખતસિંહજીની સેના કાઠીઓ નીકળે તે પહેલાં ચિત્તળ પહોંચી ગઈ. કાઠીઓ ખુલ્લી લડાઈમાં કુશળ હતા પરંતુ કિલ્લામાંથી બહારની સેનાનો સામનો કરવાનું તેમને ફાવતું ન હતું. વખતસિંહજીના સૈન્યનો ઘેરો ચાલીસ દિવસ સુધી ચાલ્યો. કાઠીઓનો આવો મોટો સમૂહ ક્યારેય એકત્ર થયેલો ન હતો. જાદવ ડાંગર નામનાં એક મરજીવાએ વખતસિંહજીના પ્રોત્સાહનથી હિંમત કરી. રાતના અંધારામાં ખીલાઓ અને હથોડા લઈને તે એકલો ગયો. તે કામ આવી જાય તો તેનાં કુટુંબને સાચવવાની જવાબદારી વખતસિંહજીએ સ્વીકારી હતી. તે છેક કિલ્લા પાસે તોપો નજીક પહોંચી ગયો અને તોપો ઉપરનાં કાણાંમાં ખીલા ધરબી હેમખેમ પાછો આવ્યો.

તોપો નકામી થઈ જતાં બીજા દિવસે વખતસિંહજીની સેનાએ કિલ્લામાં ગાબડું પાડી અંદર પ્રવેશ કર્યો. કાઠીઓમાં નાસભાગ થઈ ગઈ. કુંપાવાળાનો ભાઈ ભાયાવાળા પકડાયો પણ વખતસિંહજીને તેની સામે વેર નહોતું એટલે તેને છોડી મૂક્યો. ચિત્તળનો કબજો લઈને વખતસિંહ કાઠીમોરચાના ભાગીદાર બોટાદ, ગઢડા, ભીમડાદ વગેરે ગામો સર કર્યાં અને જસદણનો કિલ્લો પણ તોડ્યો. આસપાસના ઘણા વિસ્તારો પર કાબૂ મેળવી લીધો. વખતસિંહજીની લડાઈઓમાં ઈ.સ. 1793નો ચિત્તળ વિજય ઘણો મહત્ત્વનો હતો. આ મહાન વિજયની સ્મૃતિમાં ભાવનગરની પ્રજાએ ઉત્સવરૂપ ઊજવણી પણ કરી હતી.

વખતસિંહજીનાં દુશ્મનોમાં કાઠી, ખસિયા, કોળીઓ ઉપરાંત જૂનાગઢના નવાબનો પણ સમાવેશ થતો હતો. મરાઠાઓની ખંડણી માટેની ચડાઈઓ પણ આવતી હતી. તે બધામાં શાંતિ મેળવવા માટે કાઠીઓ તરફથી સમાધાનનો સંદેશો આવતાં ઉદાર થઈને વખતસિંહજીએ કુશાગ્ર બુદ્ધિનો પરિચય આપ્યો. પોતે સામે ચાલીને ચિત્તળ ગયા. એકત્ર થયેલા કાઠીઓ સાથે કસુંબો પીધો અને વધુ સંઘર્ષો બંધ કરવાની શરતે તેમણે કુંપાવાળાને ચિત્તળ પાછું આપ્યું.

સંઘર્ષો પછી સમાધાનની નીતિ આગળ ધરી વખતસિંહજીએ અવસાન પામેલા જસા ખસિયાના પુત્ર ખીમા અને પૌત્ર સામતને ગોપાળજી સરવૈયાની મધ્યસ્થીથી મોણપર વગેરે બાર ગામ જીવાઈમાં આપ્યાં તેમજ હમીર ખસિયા સાથે પણ ઈ.સ. 1793માં સમાધાન કરી તેને સેંદરડા વગેરે દસ ગામ જીવાઈ માટે આપ્યાં.

પાલીતાણાના રાજવી ઉડનજી ગોહિલકુળના જ હોવા છતાં તેના પૂર્વજ કાંધોજીને વખતસિંહજીનાં પૂર્વજ વિસાજીએ સિહોર મેળવતાં રોક્યા હતા અને વખતસિંહજીના વિજયોથી તેમને ઈર્ષા થતી હતી. એટલે આ બંન્ને વચ્ચે ટાણા, વરલ વગેરે સ્થળોએ લડાઈઓ થઈ. ઉનડજીને પાઠ ભણાવવા વખતસિંહજીએ પાલીતાણા, ગારિયાધાર વગેરેનાં કિલ્લા તોડ્યા. પરંતુ ગોંડળના ઠાકોર ભા કુંભાજીની મધ્યસ્થીથી તેમનાં વચ્ચે સમાધાન થયું. ઈ.સ. 1794માં.

કાઠીઓ સાથે ઘણા સંઘર્ષો પછી લીલીયા, ગુંદરણ વગેરેના ખુમાણો સાથે હાદા ખુમાણ વગેરેને જીવાઈનાં ગામો આપી વખતસિંહજીએ ઈ.સ. 1797માં સમાધાન કર્યું. તે જ રીતે જસદણના વાજસુર ખાચર અને બોટાદ, ગઢડાના ખાચર કાઠીઓ સાથે પણ કેટલીક શરતો સાથે ઈ.સ. 1798માં સમાધાન કર્યું.

મુલકગીરીની ખંડણી ઉઘરાવવા માટે મરાઠાઓની સેના દર વર્ષે સૌરાષ્ટ્રમાં આવતી તેને સિહોર આસપાસ બે વખત હરાવી નાસીપાસ કર્યા અને ત્રીજી વખતે તેમની મોટી સેના જોઈ ખંડણીની મોટી રકમ આપી વખતસિંહજીએ સમાધાનનો માર્ગ લીધો. જૂનાગઢની સેના સામે મોટી લડાઈ થઈ તેમાં ઘણો પ્રદેશ જતો કરવો પડે તેમ હતો તે બચાવી લઈ વખતસિંહજીએ દર વર્ષે જૂનાગઢને જોરતલબીની રકમ ભરવાની શરત સ્વીકારી લઈ સમાધાન કર્યું.

18મી સદીના અંતે સૌરાષ્ટ્રમાં લડાઈઓ, વિવાદો અને ઊથલ-પાથલોનો મધ્યયુગ પૂરો થઈ રહ્યો હતો. તેના સંકેત રૂપે ઈ.સ. 1802માં પુનાના પેશવા અને અંગ્રેજો વચ્ચે વસઈની સંધિ થઈ.

મરાઠાઓને સૌરાષ્ટ્રમાંથી મુલકગીરી ઉઘરાવવા માટે દર વર્ષે લશ્કર મોકલવું પડતું હતું. અને તેનાં ધાર્યાં પરિણામો આવતાં ન હતાં. આથી વસઈની સંધિ દ્વારા મરાઠાઓની મુલકગીરીની પ્રથા બંધ કરવામાં આવે અને તેમના વતી અંગ્રેજો ખંડણી ઉઘરાવી આપે તેવા કરાર થયા. આ માટે પેશ્વાએ અંગ્રેજોને 26 લાખની ઉપજ આપતા પ્રદેશો આપ્યા. તેમાં 1 લાખ 5 હજારની ઉપજ આપતા ઘોઘા, ધંધુકા અને રાણપુરનાં પરગણાંનો સમાવેશ થતો હતો તે સૂચક છે કેમકે આ વિસ્તાર વખતસિંહજીનાં વર્ચસ્વ હેઠળનો હતો. તે બાબત તે પછીની ઘણી મુશ્કેલીઓનું મૂળ હતું.

ઈ.સ. 1803માં મરાઠાઓની મુલકગીરી, મોટા રાજ્યો તરફથી થતી પરેશાની અને લૂંટફાટો વગેરેની અશાંતિથી પરેશાન થયેલા સૌરાષ્ટ્રના નાના તાલુકદારોએ વડોદરાના અંગ્રેજ રેસિડેન્ટ કર્નલ વૉકરને તેનો ઉપાય કરી મદદરૂપ થવા વિનંતી કરી. કર્નલ વૉકરે પરિસ્થિતિનો સર્વાંગી અભ્યાસ કર્યો અને 1807માં સૌરાષ્ટ્રમાં આવતી મુલકગીરી સેનાના વડા વિઠ્ઠલરાવ દેવાજી સાથે તેઓ પણ જોડાયા. મોરબી બાજુના ગામ ઘુટું મુકામે તેમણે સૌરાષ્ટ્રના રાજવીઓનું સંમેલન બોલાવ્યું. તેમાં મરાઠાઓ વતી અંગ્રેજો ખંડણી ઉઘરાવે, ખંડણીની નિયત રકમ દર વર્ષે સમયસર મળે અને રાજ્યોની સરહદો વગેરેના ઝઘડાઓ બંધ થાય તેમ ઠરાવવામાં આવ્યું. વખતસિંહજીના તાબામાં તે સમયે 650 ગામ હતા. તેમની ખંડણી 74,500-00 નક્કી કરવામાં આવી. આ અંગેનાં વિધિસર કરાર 1808માં થયા જે 'વૉકર કરાર' તરીકે ઓળખાય છે.

ઈ.સ. 1813માં ભારે દુષ્કાળ પડ્યો. લોકો પાંદડાં અને જીવજંતુ ખાઈને ગુજારો કરતાં. ત્યારે મારવાડમાંથી 'મઉ લોકો ગુજારો કરવા સૌરાષ્ટ્ર બાજુ ભાવનગરમાં આવી વસ્યાં હતાં, તેમાનાં કોઈએ ગૌવધ કર્યો. ગૌબ્રાહ્મણ પ્રતિપાળ તરીકે જાણીતા થયેલા વખતસિંહજીએ તેને દેહાંત દંડ આપ્યો. ખેડાના કલેક્ટરે વખતસિંહજીને મેહસૂલ ઉઘરાવનાર 'જમીનદાર' ગણીને આ બાબતે વાંધો ઉઠાવ્યો. તેમનું કહેવું હતું કે વખતસિંહને કાયદો અને ન્યાયના હક્કો નથી. જ્યારે વડોદરાના ઉપરી-અધિકારી રેસિડેન્ટએ તેમને તેમનાં અધિકાર સાથેના રાજવી ગણ્યા. મુંબઈ સરકારે વચલો રસ્તો કાઢી વખતસિંહજીની તેમના રાજ્યની આંતરિક સત્તાઓ માન્ય કરી અને ખેડાના કલેક્ટરના અર્થઘટન પ્રમાણે ઘોઘા, ધંધુકા અને રાણપુર પરગણાની દીવાની અને ફોજદારી સત્તા ભાવનગર પાસેથી લઈ લીધી.

લાંબા સમયથી ભાવનગર રાજ્યને અંગ્રેજો સાથે મૈત્રીસંબંધો હતા. એટલે આવા અન્યાયી નિર્ણયના કારણે વખતસિંહજીને ઘણો આઘાત લાગ્યો. ત્રણ પરગણાઓનાં 116 ગામો વિશેનો અંગ્રેજ સરકારનો આ નિર્ણય 1816માં થયો. અને તે જ વર્ષે ભાવનગરના ઠાકોર વખતસિંહજીનું અવસાન થયું જે ઉપરના નિર્ણયથી થયેલા આઘાતથી થયેલું હોઈ શકે!

વખતસિંહજી કુશળ લડવૈયા તો હતા જ પરંતુ તે સાથે મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢનાર મુત્સદ્દી અને પ્રજાપ્રિય વ્યવહાર કુશળ વહીવટદાર પણ હતા. તેમના દાદા ભાવસિંહજી પહેલાએ ભાવનગરના બંદરી વિકાસનો પાયો નાખ્યો હતો. તેમાં વખતસિંહજીએ ઘણો વધારો કર્યો હતો. મધ્યપ્રદેશ, રાજસ્થાન, અને ગુજરાતનાં પાટણ, અમદાવાદ વગેરે અનેક વ્યાપાર મથકોમાંથી કાલીકટ અને કોચીન જેવાં બંદરોએ તથા ઈરાન, અરબસ્તાન અને આફ્રિકા જેવા દેશો સુધી નિકાસ પામતો માલસામાન ભાવનગર બંદરે આવતો. સમયે ભાવનગર સિહોર વગેરે વ્યાપારનાં સારાં મથકો હતાં અને તેનાથી આર્થિક રીતે સમૃદ્ધ થયાં હતાં. વખતસિંહજીએ પોતાના રાજ્યનો અને પછીથી જીતી લીધેલા પરગણાનો વહીવટ ઘણી કુશળતાથી ગોઠવ્યો હતો. તે દરેકમાં પોતાના વિશ્વાસુ રાજપૂત અધિકારીઓને રક્ષણનું કાર્ય સોંપતા. ક્યાંય પણ ચોરી થાય તો ગયેલી વસ્તુ ટૂંક સમયમાં પાછી મળે તેવી સુચારુ 'જુમ્મા ચોકી'ની વ્યવસ્થા હતી. તે જ રીતે મહેસૂલ ઉઘરાવવું, ન્યાય આપવો વગેરેની વ્યવસ્થા જાણકાર વણિકો, બ્રાહ્મણો કે નાગરોને સોંપવામાં આવતી હતી. આવી દૂરંદેશીભરી વ્યવસ્થાથી રાજ્યનો વહીવટ સુખશાંતિ ભરેલો રહ્યો હતો.

વખતસિંહજી ધર્મપ્રિય રાજવી હતા. તેમણે 1801માં દ્વારિકાની ધર્મયાત્રા કરી હતી અને 1812માં ડાકોરના રણછોડરાયજીનાં દર્શન કર્યાં હતાં. તે સાથે દાન-પુણ્યો કર્યાં હતાં. આ ધર્મયાત્રાઓનાં કાવ્યપૂર્ણ વર્ણનો તેમની હયાતીમાં જ લખાયેલા ચારણીકાવ્ય ગ્રંથ 'વખતબલંદ'માં વિગતવાર મળે છે. ફૂલ વરસડા નામે કચ્છ-ભુજ કવિતા પાઠશાળામાં કાવ્યરચનાની તાલીમ પામેલા ચારણ કવિએ આ કાવ્યની રચના કરી છે. તે ચારણી ભાષામાં હોવાથી તેનો ગુજરાતી ભાવાનુવાદ અને વીગતવાર ઉપોદઘાતવાળા સંપાદનથી ડૉ. બળવંત જાની વગેરેએ તે ગ્રંથને પ્રસિદ્ધિ આપી છે. 'વખતબલંદ' એટલે શક્તિશાળી ઠાકોર વખતસિંહજી. □

વાર્તા

# રમત

## કુમાર જિનેશ શાહ

***એક છોકરો હતો - અને, એક છોકરી હતી..***
***(દુનિયામાં આ બે વ્યક્તિ સિવાય બીજું ક્યાં કશુંય હોય છે!)***

દરરોજ સવારે સૂરજ ઊગે અને છોકરાના નામનો ટહુકો પડે. ક્યારેક છોકરીનો તીણો સાદ ના સંભળાય તો છોકરાને પોતાના કાન ઉપર વ્હેમ જાય. નક્કી એણે બૂમ તો પાડી જ હશે - આ 'સૂપડાં'એ સાંભળી નહીં હોય. બસ, તે વધુ રાહ જોયા વગર છોકરીના ઘરે દોડી જાય. ક્યારેક માથા ઉપર પગ મૂકીને નાસતા છોકરાનો હાથ એની માના હાથમાં ઝલાઈ જતો ત્યારે મા એક હાથેથી છક્કી (આંચકો) દેતી અને બીજા હાથનો ધબ્બો વાંસે પડતો - 'પહેલાં નાહીને તારા આચાર (હુલિયો) ઠીક કર... પછી રમવા જા!'

ક-મને, ધમ્ ધમ્ પગ પછાડતો છોકરો બાથરૂમમાં ઘૂસતો બે-ચાર ડબલાં પાણી ડિલ ઉપર રેડ્યા પછી આખી ડોલ પોતાના માથે ઊંધી વાળી દેતો. અને બીજી જ પળે નીતરતાં જટિયાં સાથે બહાર આવતો. ઠીક ઠીક મોટા (ફૂલલેન્થ) ટુવાલને પોતડીની જેમ વીંટીને એ નીકળતો. આંગણામાં કામ કરતી મા જોઈ જાય તો ફરી એક બૂસટ વાંસે વળગતી, કારણ કે આખી ડોલના પાણીથી નાહીને આવેલા છોકરાનો વાંસો કોરોકટ્ટ રહી ગયેલો હોય! 'હે ભગવાન! આ મારી મા જ્યાં ને ત્યાં કામ કરતી - બધી જગ્યાએ ભટકાઈ કેમ જાય છે?'

પાછું, વાળ ઓળાવા તો મા પાસે જ જાવું પડે કેમ કે છોકરાને દેવાનંદ જેવો બાબરો કાઢતા નહોતો આવડતો. માએ દેવાનંદની કોક ફિલ્મમાં વાંકડિયાં વાળવાળો એક ચબરાક છોકરો (ડેઝી ઈરાની) જોયો હતો. એનું નામ 'ચીકૂ' હતું. ત્યારથી મા છોકરાને ચીકૂ કહીને બોલાવતી, પણ, પેલી છોકરી એટલી-બદમાશ કે તેણે ચીકૂનું 'ચીકુડા' કરી નાખ્યું જે છોકરાને જરાય ના ગમતું. અરે, મા તો છેક ગયા વરસ સુધી મારીમચડીને એને આંજણ પણ આંજતી. માંડ માંડ ધમ્મ-પછાડા કરી કરીને 'આંખડી-પાંખડી' બંધ કરાવી. સ્કૂલે જઈએ તો કાળી મેસ આંજેલી આંખ કેવી લાગે? પહેલાં આંજણની અણી કાઢીને સ્કૂલે જતો ત્યારે પેલાં માસ્તરબેનને તે બહુ ગમતું. દરરોજ એક વાર તો પાસે બોલાવીને બથમાં લ્યે જ ! છોકરાને બહુ શરમ આવતી. કોઈ આમ ચૉંટ ચૉંટ કરે તો કેવું લાગે? અને પાછા શેરીના ટપોરી છોકરાઓ પાછળથી તાલીઓ પાડીને હસતાં... છી ગંદા! એટલે આંજણ જ બંધ કરાવી દીધું.

પીઅર્સથી નહિ, જુલ્ફાંમાં મસાલાવાળું સુગંધિત તેલ લગાડી, બાબરો કાઢી, ચહેરા ઉપર 'અફ્ગાન-સ્નો' ચોપડી, યુનિફૉર્મ-બૂટ મોજાં પહેરીને છોકરો સ્કૂલે જતો. છોકરી સ્કૂલ ના જતી. એ પોતાના ઓટલે ઊભી ઊભી હાથ હલાવી 'ટા-ટા' કર્યા કરતી. છોકરાએ કેટલું સમજાવ્યું કે તું પણ ચાલ સ્કૂલ. ત્યાં બહુ મજા પડે. કેવું કેવું મજાનું ગાવાનું. શીખવાનું, ભણવાનું અને રમવાનુંય હોય. પણ છોકરી તો ભારે કામોઢી. એને સ્કૂલ જવું ના ગમે. એ તો આખો દિવસ કામ કર્યા કરે અને છોકરા પાસેથી કવિતાઉં સાંભળે. આમ કેટકેટલીય વાર સૂરજ ઊગતો અને આથમતો રહ્યો. છોકરો સ્કૂલે જતો અને પાછો આવતો રહ્યો. દફ્તર એની જગ્યાએ ગોઠવીને એ સામે ઘરે દોડી જાતો. ઉનાળાની ધખધખતી બપ્પોરે સ્કૂલ જવાનું ના હોય ત્યારે એકલું રમવાનું. માના ઓશીકે માથું ટેકવીને એ વાર્તા સાંભળતો. એના બદલે મા પોતે જ સૂઈ જાય ત્યારે સાવ હળવેકથી ઊઠવાનું. ખખડાટ કર્યા વગર સાંકળ ખોલવાની. બિલ્લીપગે બહાર નીકળી જવાનું. અને પછી આખી બપોર કાં તો ઘરના બાગાનમાં કૂવા કાંઠે - વડલા નીચે રમવાનું, કાં તો પેલા ઘરની જામફળી નીચે શણની ગૂણીઓ પાથરવાની. એમ કરતાં ઉનાળોય જતો રહ્યો.

અષાઢ શું, કે અષાઢી બીજ શું, એનું તો છોકરા કે છોકરીને ભાન નહોતું. બસ, રથ-પૂજાનો મેળો આવે તેની રાહ જોવાતી. દૂર બીજા ગામેથી રથ-યાત્રા નીકળતી તે છેક છોકરાના ગામે ત્રણેય ભાઈ-બહેન (કૃષ્ણ-સુભદ્રા-બલરામ) આવીને રોકાઈ જતાં. છોકરાના ગામનું મંદિર સુભદ્રાજીનું પિયર હતું. રથ મંદિરની ચારેકોર જબ્બર મેળો જામતો. છોકરાને મેળાની ધક્કા-મુક્કી જરાય ના ગમતી. પણ પેલી ઘેલી છોકરીનું શું? એ તો મેળાની રાહ જોવામાં અડધી અડધી થઈ જતી. મેળો ભરાય એટલે દરરોજ સાંજે અચૂક દોડી જવાનું. સાથે છોકરો ખેંચાઈને જતો. પછી તો મેળાની અવનવી દુકાનો, વસ્તુઓ, રોનક, ખેલ, હીંચકા જોઈને છોકરાને પણ તાન ચડતું. એ પણ ટેસથી ફરતો.

છોકરાને રથ સાથે બાંધેલા રસ્તા પકડીને 'જય રણછોડ - માખણચોર'નો નાદ ગજવી, રથ ખેંચવો બહુ ગમતો. ભારે હડદોલાં ને અથડામણ વચ્ચે એ રથ ખેંચવા જતો. છોકરી ના પાડે તો એનું માને તે બીજાં. છોકરાને એવો ભરમ રહ્યાં કરે કે જો, મેં આવડો મોટ્ટો રથ ખેંચી દેખાડ્યો ને? એ ના ખેંચાત તો કદાચ રથ ડગવાનોય નહોતો - એને એવો ફાંકો! છોકરાની દુકાન રથ-યાત્રાના મારગમાં આવે. પપ્પા ગૂણીઓ ભરીને નારિયેળ બારણાની બહાર રાખે. લોકો એક એક નારિયેળ ઉપાડતાં જાય અને રથનાં પૈડે સીંચતા જાય. પહેલે માળે બેઠેલાં પૂજારીઓ ઊછળતાં નારિયેળને કેચ કરે - એ જોવું છોકરાને બહુ ગમે. નારિયેળ વધેરીને પંડિતો પાણીની છોળ ઉડાડે એટલે તેમાં ભીંજાવું 'હોળી' જેવું લાગે. બાકી, પપ્પાની નજર ચૂકવીને દુકાનના બારણેથી પસાર થઈ જવું - નહિતર...

એક વખત રથના રસ્સે વળગીને છોકરાએ એડી-ચોટીનું જોર લગાડ્યું. બહેન સાસરેથી આવતી હોય તો તેને લેવા ગયેલાં ભાઈએ કોઈ કચાસ બાકી રાખવી જોઈએ - નહીં ના? બસ ત્યારે... સુભદ્રાને લેવા કા'નો જાય તો એ કેમ કરતાં રહી જાય? સુભદ્રા જાણે એનીય બહેન થાય! આજુબાજુના મોટેરાઓએ એને અળગો કરવાનો પ્રયત્ન કરી જોયો પણ છોકરો તો ભારે જિદ્દી. ટસથી મસ્ ના થયો. છોકરો તો પોતાની મસ્તીમાં રથને ખેંચવા પગ ઉપાડ્યે જતો હતો. એવામાં ચપ્પલ દબાઈ અને પગ ખેંચાયો - તે બિચ્ચારી ચપ્પલ તૂટી ગઈ. હાય - હવે શું કરવું? મા જોશે તો ધીબી નાખશે. છોકરો તૂટેલી ચપ્પલે ખોડંગાતો બહાર આવ્યો. એટલે છોકરી જોઈ ગઈ - 'આ લે, મારી પહેરી લે.' એણે પોતાના ચપ્પલની ઑફર કરી.

'ના, ના - પછી તું શું પહેરીશ ? તને કાંકરા લાગશે.' છોકરાને એના પગની વધુ ફિકર હતી.

'અરે! પણ હું તો ક્યાં કદી ચપ્પલ પહેરું જ છું. આ તો મેળામા જવું હતું એટલે પહેરી. મને ઉઘાડા પગે રખડવાની ટેવ છે તેની તને તો ખબર છે.' છોકરીએ પરાણે એને પોતાની ચપ્પલ પહેરાવી અને પછી ઘરે જઈને માને અપ્ટમ-પપ્ટમ સમજાવી દીધું. છોકરીને આવી બહાનાબાજી કરતાં મસ્ત આવડે. છોકરો ઠોકાવાથી બચી ગયો. તેની ઉપર છોકરીનો એક અહેસાન વધુ ચઢ્યું.

સુભદ્રા રાણી પીઅર રોકાય એટલા દિવસ મેળો ભરાય. ને, મેળો ભરાય એટલા દિવસ બંને મેળામાં જાય.

છોકરીને ચગડોળમાં બહુ ગમે. એ મસ્ત મજાની ઝૂલે. છોકરાને હીંચકાથી ફેર ચઢે. એ ચિંચોડાવાળાની સંગાથે ઊભો રહીને હીંચકાને ધક્કો મારે. બંને સામસામે ચિચિયારીઓ પાડે. ક્યારેક ચીસો પાડવી બંધ કરીને અરસપરસ હાથ હલાવતાં હોય તો ઝૂલાવાળો એમને ઉશ્કેરે - 'અરે છોકરાઉં! ચિચિયારી પાડો.' બંને બમણા જોરથી ગળાની નસો ફુલાવીને ચિચિયારી પાડે. એમને શું ખબર હતી કે આમ ચિંચોડાવાળો પોતાનો પ્રચાર કરાવતો હતો. એમને હસતાં, ચીસો પાડતાં જોઈને બીજાં છોકરાં-છોકરીઓ દોડી આવતાં.

છોકરાને એયર-ગનથી ફુગ્ગા ફોડવા બહુ ગમતા. છોકરી કહે તેને નિશાને ચઢાવે. કોક વાર બરાબર નિશાન લાગે ત્યારે વટ પડી જાય. છોકરો કૉલર ઊંચો કરીને આખો મેળો ફરે. ત્યારે 'છપ્પન કી છાતી' કોને કહેવાય, એને ખબર નહોતી. પણ, ભીતરથી એની છાતી છપ્પનની થઈ જાતી હશે - ચોક્કસ!

બંનેને એકસમાન ગમતો ખેલ એટલે કઠપૂતળીનો નાચ. આહા - એમાં રાજા-રાણી મળે. બંને પક્ષે ઘમાસાણ લડાઈ જામે. રાજા ઘોડા પર રાણીને લઈને નાસી જાય. અને છેલ્લે પરણે ત્યારે બંને તાળીઓ પાડીપાડીને આખો મંડપ ગજવી નાખે.

છોકરો એનો હાથ પકડીને ઘડીક દંત-મંજનવાળાની લચ્છેદાર વાતો સાંભળવા ભીડમાં ઘૂસે. સુરમા વેચવાવાળાને ડફલી વગાડતો સાંભળે. हाँ तो... महेरबान, कदरदान, साहेबान... काली घनघोर अंधेरी रात जैसा यह सुरमा जो लगायेगा, उसे चूमने के लिए खुद चाँद धरती पर चला आयेगा।'

ઘડીક બાલ-સફા લોસનની કરામત જોવા બંને ઊભાં રહે. છોકરાને ભારે અચરજ થાય કે લોસનવાળો મેળામાંથી કોઈ પણ 'મલકટ્ટા' (કોલસાનો ખાણ-મજૂર)ના પગ ઉપર લોસન ચોપડે તે એક જ મિનિટમાં બધાં વાળ ગાયબ થઈ જાય! છોકરીને આવું બધું જરાય ના ગમે. એ છણકો કરે.

બંનેને જાદુના ખેલથી બીક લાગે. છતાં બંને જણ થોડી વાર

ભીડ હડસેલીને કૂંડાળાની ભીતર ઘૂસી જાય. પટમાં બેસે અને જમુરાની મજાક મસ્તી જોઈ હસ્યાં કરે. સૌથી વધુ મજા ગધેડા જેવો 'ભોલારામ' કરાવે. લાગે તો ગધેડો જ પણ માણસથીયે ચતુર! કયા છબીલાએ લાલ શર્ટ પહેર્યું છે? કોણ સરદારજી સૌથી વધુ હોશિયાર છે? ક્યા બહેનજી સાસુની નજર છુપાવીને મલાઈ ખાઈ ખાઈ જાડા થઈ ગયાં છે? - એ બધી વાતની ભોલારામનને ખબર પડી જાય. એ વ્યક્તિની સામે જઈ માથું ધૂણે અને બધાં તાળીઓ પાડે.

છેલ્લે જાદુગર વશીકરણ-મંત્ર બોલીને બધાંને પોતાની જગ્યાએ ચોંટાડી દે અને એલાન કરે કે કોઈ ઊંધી ચપ્પલ રાખશો નહીં, અદબ વાળશો નહીં, પોતાની જગાએથી ખસીને બહાર જશો નહીં. નહિતર મારા જમુરાને જીવનું જોખમ થઈ જશે. અને પછી જમુરો છાતી કૂટી કૂટીને, ઊછળી ઊછળીને, તરફડિયાં મારીમારીને મ્હોંમાંથી લાલલાલ લોહી જેવા ફીણ કાઢે ત્યારે છોકરો જાદુગરની વિદ્યાની 'ઐસી કી તૈસી' કરીને ધીમેથી છોકરીનો હાથ ઝાલી - ઈશારો કરીને બહાર નીકળી જાય. થથરતી છોકરી થોથવાઈને કહે - 'તારી ઉપર પેલો મૂઠ મારી દેશે તો?' પણ, છોકરાને કોઈના બાપનીય બીક ના હોય!

જાદુગરથી ગિન્નાઈને બંને વાંસળીવાળાની સામે ઊભાં રહી જાય. કેટલીય વાર સુધી એને મુરલી વગાડતા જોયાં કરે. છેલ્લે છોકરો એક પાવો લે જ લે. ઠીકથી વાગે કે ના વાગે પણ મેળામાંથી એક વાંસળી તો લેવાની જ... કેટકેટલાય વરસો વીતી ગયાં. મેળાઓ છૂટી ગયા પણ બંસરીની માયા ના છૂટી. આજેય વાંસલડી વાગે અને તે મંત્ર-મુગ્ધ થઈ સાંભળ્યા કરે.

એક સાંજે મેળામાં, પાણીની ડોલની અંદર મૂકેલા પવાલામાં રૂપિયો નાંખવાની શરત લગાડનારો માણસ બેઠો હતો. છોકરાએ ટ્રાઈ મારી. પૈસો ડબ્બામાં ના પડ્યો. અંગર પડી ગયો હોત તો પવાલાના બધા પૈસા એના. બીજી વાર ફેરવીને અટકળથી સિક્કો નાખ્યો. ફરી 'ચારાની' ડૂબી ગઈ. બહાર પડે તો બાલ્દી વાળાની છોકરીએ વાર્યો. પણ વર્યો નહીં. ચારે ચાર ચારાની ગુમાવી. પછી પત્તાની ઢોલી ઉપર પૈસા લગાડ્યા. એમાં પણ એવાં જ હાલ. છોકરી રીસાઈ. હાથ પકડીને ખેંચી ગઈ ત્યારે માંડ ભાઈસાહેબ ઊભા થયા. છોકરી તો સીધી ગઈ સુભદ્રાજી પાસે. વાસે ધબ્બો મારીને બોલી - 'ચાલ, હાથ જોડ. હાથ જોડ, કે હવે કદી આવા જુગાર નહીં રમે.' તે દિ'થી છોકરાએ કદી પત્તાને હાથ ના લગાડ્યો.

છેલ્લે વારો આવે ભાલુના નાચનો. ભાલુવાળો ડમરુ જેવું કંઈક વગાડતો હોય. છોકરાને મૂળ તો વાદ્યોમાં અને તેના સંગીતમાં રસ. છોકરીને નાચતો, ઝૂમતો, બે પગે ઊભો થતો ભાલુ બહુ ગમે. છોકરો તેને કહે 'આમાં શું મોટી વાત! મારી સ્કૂલની ચોપડીમાં એવી કવિતા છે કે તે બોલીને હું પણ ભાલુને નચાવી શકું.' ઘરે આવીને છોકરીની ફરમાઈશ વછૂટે એટલે છોકરો ટેબલ-કબાટ-બારણાં વગાડતો ગાવા લાગે -

'देखो भालुवाला आया... काला-काला भालू लाया...
डुग-डुग-डुग-डुग डुगीया बोली... जमा हुई बच्चो की टोली,
भालू नाच दिखायेला... पैसे ले कर जायेगा!'

ગટુડી-મટુડી છોકરી ચાર પગે ભાલુ બનીને ઝૂમે, નાચે, ધૂણે. અને ગોલુ-મોલુ ભાલુની જેમ બે ગોઠણ ભેર ઊભી થઈને બધાંને 'પ્રણામ' કરે...ત્યારે આખું ઘર તાળીઓ પાડે!

એક સાંજે છોકરીએ મેળામાંથી ઘણાં-બધાં રમકડાનાં વાસણો ખરીદ્યાં. 'ચકલો-વેલણ-વાટકી-વાટકો-શકોરો-ગ્લાસ-કઢાઈ-ચૂલો-તવો-થાળી-ચમચો... આહા - કેવાં રંગબેરંગી! માના રસોડામાં પણ આવાં મજાનાં વાસણો ના હોય. બીજે દિવસથી કંતાનની ગૂણીઓ પાથરીને જામફળી નીચે એમની ગૃહસ્થી સજાવાતી. છોકરી ચૂલો પેટાવી - લોટ બાંધી - રોટલી બનાવે. છોકરો કામેથી ઘરે આવે. ગરમાગરમ રસોઈ તૈયાર જ હોય. કકડીને ભૂખ લાગેલી હોય. બંને પલાંઠી વાળી, સામસામે બેસીને જમે. છોકરી પોતાના ભાગનું શાક પણ ચાલાકીથી છોકરાને પીરસી દે. અને પેલો 'પેટુરામ' કોઈનો ખયાલ કર્યા વગર બધું જમી જાય. પછી રાત પડે અને બંને સૂઈ રહે. છોકરો સૂવે છોકરી સૂવે - બંને સામસામાં મોઢું રાખીને સૂવે. શયન - નિર્દોષ શયન. કેવી ગાઢ ઊંઘ - નિરાંતની. નિર્વિચાર નીંદર!

છોકરી સહેજ થાબડે અને છોકરાના નસકોરાં બોલે. છોકરાને નાકથી સિંહની ડણક જેવો અવાજ કાઢવો બહુ ગમે. થપ્પો રમતી વખતે એ આવો અવાજ કાઢીને પાછળથી છોકરીને બીવડાવા ચાહે પણ છોકરીને કાયમ અણસાર આવી જાય અને

એ ભોંઠો પડે. ખેર, થોડી જ વારમાં તો એમની સવાર પડે. છોકરી વહેલ ઊઠીને મોઢેથી કૂકડો બોલાવે. છોકરો ઊંઘરેટો ઊંઘરેટો માંડ ઊઠે ત્યાં બંનેનાં માથાં અથડાય. 'હાય રામ! એક વાર માથું ભટકાય તો ઝગડો થાય. ચાલ. બીજી વાર અફળાવ.' એમ કહીને છોકરી હળવી ટક્કર મારતી 'ગડગડ-ઘેટાં' અને બંને ખિલખિલાટ હસી પડે!

રથ-યાત્રાને વળાવવાના દિવસે છોકરો કદી રથ ખેંચવા ના જાય. એ મેળાનો છેલ્લો દિવસ હોય. પથારો સંકેલાતો હોય. બજાર સૂનકાર બની રહેતી હોય. એવું જોવું કોને ગમે? અને પાછું, પિયર આવેલી બહેનને સાસરે વળાવા શાને જાવું? આવું તે કોઈ ભાંને ગમતું હશે? છોકરો તો તે દિવસે છોકરીને લઈને નદી કાંઠેની રેતીમાં રમવા જતો રહે. એનાં હાથની થેલીમાં સેવ-મમરા અને ડુંગળીનો દડો હોય. એક પડીકું શેકેલા મસાલા ચણાનું પણ હોય. છોકરી પોતાની સાથે 'ઘરગત્તા'નો અસબાબ લઈને જાય. એની થેલીમાં છોકરાને અતિ ભાવતાં 'ઠેકુઆ' હોય. (ઠેકુઆ = છઠ પર્વની પ્રસાદી, મીઠી મઠરી)

નદીના પટ ઉપર ભીની રેતીના મસમોટા ઢગલાને હાથેથી થાબડી થાબડીને ડુંગર બનાવાય. પછી સામસામાં છેડેથી બે નાના નાના હાથ તેને કરકોલીને ભીતર પ્રવેશે. સાવચેતીથી બનાવેલી સુરંગમાં એક ચોક્કસ સ્થળે બંનેની હથેળીઓ ભેગી થાય અને 'હસ્તમેળાપ' સર્જાય. રોમે રોમે રોમાંચ પ્રસરી જાય. પછી છોકરી પોતાના પગ ઉપર રેતીનો ઢગ ખડકે. છોકરો કાયમ પોતાની સાથે રાખતો લાકડીનો દંડુકો લઈને નદીનાં પાણીમાં પગ પલાળે. ગોઠણ સમાણા જળમાં ઊભો રહીને એ લાકડીથી પાણીને ધોકાવે. સટાસટ-સટાસટ પણ એમ લાકડી ફટકારવાથી નદીનાં નીર નોખાં પડતાં હશે? જે હોય તે, છોકરાને આવી તે ક્યાં કશી ખબર જ હતી!

આ બાજુ છોકરી રેતીના ઢગ નીચેથી પોતાનો પગ ધીમે ધીમે સેરવીને કાઢી લે. ઢગલાની ટોચ ઉપર એક મજાનું પાંદડું ગોઠવીને ફરકાવે. પછી બૂમ મારે - 'જો કેવું મજ્જાનું મંદિર બનાવ્યું. જલ્દી આવ... ઠેકુઆનો પ્રસાદ આપું.' છોકરો ઠેકુઆના નામે દોડતો આવે. મંદિરની સામે માથું નમાવે. નાનકડી ગૃહસ્થી સજાવેલી હોય. પોતપોતાનું ભાથું અરસપરસ વહેંચતાં બંને જમવા બેસે. જમી પરવારીને છોકરો ઊભો થયો. કમર ઉપર બંને હાથ ટેકવીને રેતીના ઢગલા સામે જોઈ રહ્યો. પછી કોણ જાણે શું છળ ઊપડ્યું કે તેણે એક લાત મારીને પેલું રૂપકડું 'મંદિર' તોડી પડ્યું-

'હાય હાય! આ શું કર્યું?' છોકરી રડમસ થઈ ગઈ.

'ચાલ... ચાલ હવે સાંજ પડી ગઈ. ખેલ ખતમ - પૈસા હજમ. મેં રેતીનો ઢગલો તોડી નાખ્યો. કાલે બીજો બાંધશું!'

'ડફોળ આ રેતીનો ઢગલો નહોતો - મારું મંદિર હતું. આમ એને લાત મારાય? સાવ 'જટોડ' છો.'

'શું કહ્યું? હું જડોડ? તો, તું જાડુડી - ગોલુ મોલુ!'

અને, છોકરીનું મ્હોં સાચેસાચ ગોલગપ્પા જેવું ફૂલી જતું. એ છણકો કરીને મ્હોં ફેરવી બેસી રહે. છોકરો થોડીવાર સુધી બાઘાની જેમ જોયા કરે. પછી ધીમેથી તેને 'ટ્યુબલાઇટ' થાય કે સાલું કંઈક ખોટું થઈ ગયું છે. એટલે, એનાં કાલાંવાલાં શરૂ થાય. પણ બોલે ઈ બીજાં. છોકરી તો મ્હોંમાં દહીં ભરીને મૂંગીમંતર થઈ જાય. છોકરો કંઈક વાનાં કરે. સમજાવે - પટાવે - લાલચ આપે- 'સાંભળ... સાંભળને... મારી બધી કંચીઓ અને લખોટીઓ તારી!'

'હું મારા પપ્પાની દુકાનેથી, તને બઉ ભાવે છે ને, ઈ 'હવાવાળી પીપર' લાવી આપીશ.'

'અચ્છા - ચલ... રોજ એક કવિતા મોઢે કરીને સંભળાવીશ. પાવો પણ વગાડીશ. હવે તો મને ચપટી અને સિસોટી વગાડતા પણ આવડી ગયું છે.'

'તું જેમ કહીશ એમ કરીશ - બસ... હવે તો હસી દે!'

છેલ્લે ગળગળો થઈને કરગરે. એટલે છોકરી એનો હાથ પકડીને રેતી પરથી ઊભી થાય. બંને સાવ મૂક બનીને પોતાની ગૃહસ્થી સમેટે. પછી, એકબીજાનો હાથ પકડી અન્યમનસ્ક ચાલવા માંડે.

ચારેકોર મૌન ધારણ કરીને ઊભાં મોટાંમોટાં ઝાડવાંઓ સાંજનો ગુલાબી - ગેરુવો - શ્યામ રંગનો કામળો ઓઢીને બંનેની નિર્દોષ 'રમત'ને મહાન તત્ત્વજ્ઞાનીઓ અને ચિંતકોની જેમ નિર્નિમેષ જોયા કરે.

નદી વહેતી રહે. વહેતી રહે... □

પ્રવાસ

# મધુપંખીની શોધ!

**હસમુખ જોષી**

**ચો**તરફ અડાબીડ જંગલ. જે બાજુ નજર નાખો ત્યાં બસ ઘેઘૂર ઝાડ જ દેખાય. માથા ઉપર પણ એવી જ ઘનઘોર ઘટા છવાઈ હતી. મોટાભાગનાં ઝાડ તો ટોચથી મૂળ સુધી શેવાળથી લથબથ હતાં. હિમાલયનાં જંગલો એટલે વાત જ શી કરવી! અને અહીં તો હિમાલયમાં પણ ગાઢ કહેવાતા વર્ષાજંગલનું રાજ્ય પ્રવર્તતું હતું. આ અરણ્યમાં ક્યારેય સૂર્યનાં કિરણો પડતાં હશે કે કેમ એવી શંકા પણ ઊઠે! એક પહાડની કેડ પરથી અમે નીચે ઊતરી રહ્યાં હતાં, સરસ મજાની પગદંડી હતી. નીચે વહેતી પહાડી નદીનો નાદ સંભળાઈ રહ્યો હતો. નદી દૂર નથી એવી અનુભૂતિ થતી હતી પણ આ સાંકડી ખીણમાં એવી ગાઢ વનરાજી પથરાઈ હતી કે નદીનાં દર્શનની તો વાત જ ન થાય. આતુર નજર ચારે તરફ ફરતી હતી. એક અદમ્ય કુતૂહલ અમારા પર સવાર થયું હતું. મહાભારતનો અર્જુન ભલે માત્ર પંખીની આંખ જ દેખતો હતો પણ અમને તો આ અદ્‌ભુત પરિવેશમાં એક આખેઆખા પંખીની શોધ હતી! સામાન્ય નહી પણ એક વિલક્ષણ અને દુર્લભ પંખીને જોવા અમે ઉત્સુક હતા.

નદીનો ઘૂઘવાટ વધ્યો, લક્ષ્યાંક નજીક આવ્યું હોય એવું લાગ્યું. પગદંડીમાંથી એક તન્વંગી કેડી છૂટી પડીને નદી તરફ ઊતરતી હતી. અમારે ત્યાં ઊતરવાનું હતું. આ એક એવું સ્થાન હતું કે ત્યાં વરસાદની લીલા હંમેશા ભજવાતી રહે એટલે જમીન તો ભીનીભીની કાદવખચિત જ હતી. આ લપસણી કેડી પર ઊતરતાં જ એનો પરચો મળ્યો. એક સાથીએ ધબાય નમઃ થઈને ધરતીને દંડવત્ નમસ્કાર કર્યા! એટલું સારું હતું કે આવી કેડીએ બહુ લાંબું ઉતરાણ ન હતું. નહીંતર અમારા ત્રણેયનો વારો આવી જાત. પછી જોતજોતામાં નદીના પાત્રમાં ઊતરી આવ્યા. બપોરનો સમય હોવા છતાં જાણે સાંજ પડવા આવી હોય એવો ઝાંખો પરિવેશ હતો. વિરાટ શિલાઓ વચ્ચેથી પહાડી નદી ધમપછાડા કરતી વહી રહી હતી, તેનો ઘેરો નાદ ખીણને ભરી દેતો હતો. પહાડોની બે મહાકાય દીવાલો જાણે નદીનું રક્ષણ કરતી હોય તેમ ખડી હતી. પૂર્વ બાજુના પહાડમાંથી નદી પ્રચંડ વેગે નીચે ઊતરતી હતી, હાથી પણ જેની પાસે બચ્ચું લાગે એવા જબરદસ્ત શિલાખંડો વચ્ચે મન ફાવે તેમ આ મનસ્વિની વહેતી હતી.



ભારે દુર્ગમ સ્થાન હતું. સામા કાંઠે એક અડીખમ કરાડ તોળાઈ રહી હતી. તેની અર્ધચંદ્રાકાર પરિક્રમા કરીને અમારે બીજી બાજુ જવાનું હતું.

નદી પર ઝાડનાં થડ ગોઠવીને તેનો પુલ બનાવ્યો હતો તેના પર થઈને અમે સામે પાર ગયા. નદીના ઘૂઘવાટમાં હવે એક વિશિષ્ટ અવાજ પણ ઉમેરાયો. ઝળૂંબી રહેલી પેલી કરાડની બીજી બાજુ પહોંચતા જ એ અવાજ વધારે ઘેરો બન્યો અને પછી અમારી નજર સામે એક પાતળિયો પણ ભવ્ય ધોધ દેખાયો! ઘડીભર તો સ્તબ્ધ બનીને જોતા જ રહી ગયા! લગભગ બસ્સો ફૂટ ઊંચેથી પાણી પડી રહ્યું હતું. જાણે દૂધની ધારા વહી થઈ રહી હોય એવું દૃશ્ય જોવા મળ્યું. ઊંચે જોતાં ખડકમાં એક નાળચાં જેવી રચના દેખાઈ તેમાંથી પાણી જોશભેર નીકળીને ધોધ બનીને ઠલવાતાં હતાં. એક સીધી કરાડની કેડે અમે ઊભા હતા અને સામે જ ધોધનો મધ્યભાગ હતો. ધોધનાં પાણી નીચે એક ઘૂનામાં ખાબકતાં હતાં. ઊંચે કરાડ ઉપર જોતાં મોટા મોટા અસંખ્ય મધપુડા લટકતા દેખાયા અને ત્યાં નાનાં નાનાં આપણી ચકલી જેવડાં અનેક પંખીઓ ઊડી રહ્યાં હતાં. તુરત દૂરબીનો આંખે લાગી ગયાં, ઉત્તેજનાનો પાર ન હતો. જેની શોધ કરવા અહીં સુધી લાંબા થયા હતા એ જ 'મધુપંખી' હવે અમારી નજર સામે હતાં! અને મને તો આ પંખીઓને જોતાં જ કેટકેટલું યાદ આવી ગયું! મનમાં વરસો જૂનું કુતૂહલ ઊછળી રહ્યું હતું.

મધુપંખી નામ તો મેં આપ્યું પણ એ તેનું નામ નથી, અંગ્રેજી નામનો ગુજરાતી પર્યાય ન સૂઝવાથી આ નામ આપી દીધું! આ પંખી એટલે 'હની બર્ડ' અથવા 'હની ગાઈડ' (Yellow rumped Honeyguide) આટલું વાંચતાં જ અનેક વાચકોને તરત જ શ્રી હરિનારાયણ આચાર્ય 'વનેચર' યાદ આવી જાય

તો નવાઈ નહીં! અને 'કુમાર'ના જૂના વાચકોને 'વનેચર'નો પરિચય કરાવવો પડે ખરો? મેં તેમનું પુસ્તક 'વનવગડાનાં વાસી' વરસો પહેલાં વાંચેલું. પુસ્તકની શરૂઆત 'એક પંખીનું વેર' નામના લેખથી થાય છે તેમાં આ પંખીની વાત કહેલી છે. આફ્રિકાનાં જંગલોની એ વાત છે અને તેમાં આ પંખી એક માણસને મધપૂડા સુધી દોરી જાય છે પણ પછી પેલો માણસ તેને ભાગ આપતો નથી એટલે એ પંખી વેર વાળવા માટે અવનવા કીમિયા અજમાવે છે એની વાત વાર્તાના રૂપમાં કહેલી છે. આ પુસ્તક વાંચ્યું ત્યારે તો એમ જ હતું કે આવું શક્ય બને નહીં, માત્ર કાલ્પનિક માન્યતા જ હશે. કોઈ તાલીમ પામેલું પંખી હોય તો જુદી વાત બાકી જંગલનું પંખી માણસ સાથે આટલી હદે ઘરોબો કેળવે એ વાત માનવા જેવી ન લાગી. પણ પછી જેમ જેમ જાણકારી વધી અને પંખીઓના વિષયમાં વધારે ઊંડો ઊતર્યો ત્યારે સમજાયું કે વાત તો જાણે સાચી જ છે!

આપણા હિમાલયમાં પણ આ પંખીની એક જાત જોવા મળે છે એ માહિતી ઘણા સમયથી હતી. પંખીનિરીક્ષણનો શોખ લાગ્યો ત્યારથી જ આ 'હની ગાઈડ'ને જોવાની જિજ્ઞાસા પણ એટલી જ પ્રબળ હતી.

પહેલાં તો જે સ્થાને અમે આ પંખી જોયું તે ઠેકાણાનો થોડો પરિચય કરીએ. ઉત્તરાખંડમાં ઉખીમઠ, તુંગનાથથી ગોપેશ્વર ભણી જતી સડકે મંડલ નામનું એક ગામ આવે છે. કાકાસાહેબ કાલેલકરનું પુસ્તક 'હિમાલયનો પ્રવાસ' કે સ્વામી આનંદનાં વર્ણનો વાંચ્યાં હશે તેઓને તેમાં આ મંડલચટ્ટીનો ઉલ્લેખ આવે છે તે યાદ જ હશે. જૂના વખતમાં હિમાલયનાં ચાર ધામની પદયાત્રાનો મુખ્ય રસ્તો પણ અહીંથી જ પસાર થતો. કેદારનાથના દર્શન કર્યાં પછી યાત્રિકો ગુપ્તકાશી, ઉખીમઠ, તુંગનાથ થઈને આ મંડલચટ્ટીમાં રાત્રી મુકામ કરીને ગોપેશ્વર, ચમોલી પહોંચતા અને ત્યાંથી બદરીનાથની મુખ્ય સડકે ચડી જતાં. આજે અહીં વાહનો માટેનો પાકો રોડ છે. (પેલી પુરાણી પગદંડી પણ હજુ જીવંત છે!) આજે મંડલ મોટું ગામ છે અને આ પરગણાનું મુખ્ય મથક છે. અહીંથી એક બાજુ તુંગનાથનો ગગનચુંબી પહાડ જોઈ શકાય છે તો પૂર્વ બાજુ રુદ્રનાથનો આભઊંચો પર્વત ઊભો છે. રુદ્રનાથ એટલે પંચકેદારમાંના ચોથા કેદાર. તેની યાત્રા પાંચેય કેદારમાં સૌથી કઠણ અને દુર્ગમ ગણાય છે. આ પહાડમાંથી અમૃતગંગા નામની નદી નીકળે છે અને મંડલ ગામમાંથી પસાર થઈને આગળ જતાં અલકનંદામાં મળી જાય છે. આ નદીના કિનારે કિનારે એક પગદંડીનો માર્ગ પૂર્વમાં આવેલા રુદ્રનાથના પહાડ ભણી ઉપર ચડે છે ત્યાંથી એટલે કે મંડલથી પાંચ કિલોમિટર દૂર માતા અનસૂયાનું પ્રસિદ્ધ સ્થાન આવેલું છે. પુરાણોમાં ઉલ્લેખ છે તે મુજબ ભગવાન દત્તાત્રેયનો જન્મ આ સ્થાને થયો હતો. બહારનાં પ્રવાસીઓમાં આ સ્થાન બહુ પ્રચલિત નથી પણ ઉત્તરાખંડમાં તેનું મહાત્મ્ય ખૂબ છે. સિદ્ધપીઠ ગણાય છે અને સ્થાનિક યાત્રિકો બારે માસ અહીં આવતાં હોય છે. અહીંથી એક ખૂબ જ દુર્ગમ પગદંડી રુદ્રનાથ સુધી જાય છે (અમે આ રસ્તે એક વાર પ્રવાસ કર્યો હતો તેની વાત ક્યારેક લખીશ) આ કેડીએ ચાલતા અનસૂયાથી એક કિલોમિટર દૂર નદીમાં એક ધોધ સર્જાય છે તે સ્થાનને અત્રિ મુનિ આશ્રમ કહેવાય છે. ધોધ પણ અત્રિ ફૉલ તરીકે જ ઓળખાય છે. અહીં નદીમાં પહાડોની બખોલમાં એક બાબાની ઝૂંપડી સિવાય કંઈ નથી. ઉપર જે વર્ણન કર્યું તે આ સ્થાન!

2015ના મે મહિનામાં હું મારા પંખીની દુનિયાનાં વિદ્વાન મિત્રો શ્રી ભાનુભાઈ અધ્વર્યુ અને ગીર જંગલના ફૉરેસ્ટ ઑફિસર શ્રી જી.એમ. ડાંગરસાહેબ સાથે હિમાલયના એક મહિનાના ભ્રમણમાં નીકળ્યો હતો. અમે ત્રણેય મિત્રોએ ગંગોત્રીથી કેદારનાથનું અંતર જૂની પગદંડીએ ચાલીને પાર પાડ્યું અને ત્યારે જ આ અનસૂયા ક્ષેત્રનો સમાવેશ પણ તે પ્રવાસમાં કર્યો હતો.

હિમાલયમાં હની ગાઈડ પંખીનો વ્યાપ કાશ્મીરથી અરુણાચલ સુધી ગણાય છે છતાં કેટલાંક ચોક્કસ સ્થાનો સિવાય તે જોવા મળતું નથી. આ ઉપરાંત પૂર્વનાં રાજ્યોમાં પણ તેની હાજરી નોંધાઈ છે. દુર્લભ જાતિમાં ગણાય છે પણ અહીં એટલે કે અનસૂયા





અને અત્રિ ધોધ પાસે પુષ્કળ સંખ્યામાં જોવા મળે છે. મધપૂડો એ તેમનો પ્રિય ખોરાક છે. મધ નહીં પણ મધપૂડાના મીણનું તેમને આકર્ષણ હોય છે એટલે જ જ્યાં મધપૂડાની હાજરી હોય અને પોતાને અનુકૂળ એવું વાતાવરણ હોય ત્યાં આ પંખી જોવા મળે છે. ધોધની આસપાસ ઝળૂંબતી કરાડો ઉપર અમે ગંજાવર કહેવાય એવા મધપૂડા જોયા! આ પંખીને અનુકૂળ આવે એવાં તમામ પરિબળો અહીં હાજર હતાં. પાણી, ગીચ જંગલ, દુર્ગમ ભેખડો અને મધપૂડા.

સાવ નાનકડું પંખી, માંડ ચકલી જેવડું અને કંઈક અંશે આપણી સુગરીને મળતું લાગે. જો ઓળખતાં ન હોઈએ તો તેને સુગરી જ માની બેસીએ! આપણું હની ગાઇડ પણ તેના આફ્રિકન પિતરાઈ સાથે લગભગ મળતું આવે છે. ઘેરો કથ્થઈ એટલે કે બદામી રંગ, ટૂંકી પૂંછડી, ચાંચની આસપાસ અને કપાળ પર પીળો રંગ, કેડ પર પૂંછડીના મૂળ પાસે પીળા રંગનો ઊભો પટ્ટો આ તેની રંગછટા.

અમે ધોધની આસપાસ લગભગ વીસ જેટલાં પંખી ઊડતાં જોયાં. એક બીજા સાથે રમતે ચડ્યાં હોય તેમ ઉત્સાહથી આમથી તેમ ઊડતાં હતાં, નિરાંતે બેસવાની તો એક પણ પંખીને જાણે ફુરસદ જ ન હતી! જોકે ઉપર આવેલા મધપૂડા સુધી એક પણ જતું ન દેખાયું. આફ્રિકાનાં હની ગાઇડ વિશે કહે છે કે એ ત્યાંનાં આદિવાસીઓને મધપૂડા સુધી દોરી જાય છે અને આદિવાસીઓ મધ નીતાર્યા પછી વધેલું મીણ આ પંખીઓને આપી દે છે. આ વાત સાચી છે અને નૅશનલ જ્યોગ્રાફિક્સ જેવી પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત સંસ્થાએ પણ એ વાતની પુષ્ટિ કરી છે. આ સંસ્થાનો છેલ્લો અહેવાલ રસપ્રદ છે.

નૅશનલ જ્યોગ્રાફિક્સનો અહેવાલ કહે છે કે પૂર્વ આફ્રિકાના દેશો મોઝામ્બિક, ટાન્ઝાનિયા, માલાવી વગેરેમાં વસતાં યાઓ જાતિનાં લોકો અને હની ગાઇડ વચ્ચે ખરેખર પરસ્પર 'વાતચીત'ના સંબંધ છે! બન્ને વચ્ચે વાટકીવહેવાર છે એમ કહી શકાય. આફ્રિકાનાં ગીચ જંગલોમાં મધપૂડો ક્યા ઝાડ પર છે એ શોધવાનું કામ માણસ માટે મુશ્કેલ ગણાય પણ પંખી માટે નહીં હની ગાઇડ જ્યારે ક્યાંય મધપૂડો જુએ ત્યારે પોતાની વિશિષ્ટ સિસોટી દ્વારા એકાદ આદિવાસીને મધ માટે નોતરે અને સ્થળ સુધી દોરી જાય. આદિવાસી આ 'ખાસ' અવાજને ઓળખતો હોય છે. આમ બન્નેનો મતલબ સચવાય છે! છેલ્લો અહેવાલ વધારે આશ્ચર્યજનક વાત પણ કહે છે. ક્યારેક કોઈ આદિવાસીને મધની ખાસ જરૂર હોય ત્યારે જંગલમાં જઇને એક 'ખાસ' સિસોટી દ્વારા પંખીને સૂચિત કરે છે અને જો કોઈ પંખીએ મધપૂડો જોયો હોય તો તુરત જ તે પ્રત્યુત્તર આપે કે 'ચાલ્યા આવો મારી પાછળ'. આદિવાસીઓને આ અવાંજ અને સિસોટીનું શિક્ષણ વંશપરંપરાગત મળેલ હોય છે. નૅશનલ જ્યોગ્રાફિક્સ સોસાયટીએ આવા કેટલાક અવાજનું રેકોર્ડિંગ કરીને પ્રયોગો કર્યા હતા અને તેમાં આ વાત સાચી હોવાનું સાબિત થયું છે.

હની ગાઈડને તો મધપૂડાના મીણમાં જ રસ હોય છે. મધમાં નહીં અને માણસને મધ નિતારી લીધા પછી વધેલા મીણમાં ખાસ રસ હોતો નથી એટલે તે પંખી માટે છોડી દે છે. વરસો પહેલાં આફ્રિકાના વિસ્તારોમાં આવેલ ખ્રિસ્તી દેવળોની મીણબત્તીઓમાં મધપૂડાનું મીણ વપરાતું એટલે એ ખાવા માટે ઘણીવાર આ પંખીઓ ચર્ચ પર પણ હલ્લો બોલાવતાં!

શ્રી વનેચરે લખેલ વાર્તા મુજબ જો આ પંખીને ભાગ આપવામાં ન આવે તો એ વેર લે એ વાતનો કોઈ પુરાવો નથી. શ્રી વનેચરે પણ શંકા જ દર્શાવી છે. તેમણે એક અંગ્રેજી પુસ્તકમાં આવેલ વાતનો ભાવાનુવાદ રજૂ કર્યો હતો. જોકે આદિવાસીઓ પોતાની ફરજ સમજીને પંખીને તેના ભાગનું મીણ આપી જ દે છે.

આ બધી વાતો થઈ આફ્રિકન હની ગાઈડની. આપણા હિમાલયનિવાસી હની ગાઈડને આવી ટેવ કે આવા સંબંધો હોવાનું જાણમાં નથી. પણ કહે છે કે તે માણસને બદલે મધનાં શોખીન શિકારી પંખીઓને મધપૂડો દેખાડે છે અને પોતાનો ભાગ મેળવે છે. હની ગાઇડ પોતે જીવંત મધપૂડા સાથે કામ

પાડી શકતું નથી, મધમાખીઓ તેને પાસે પણ ઢૂંકવા ન દે એટલે બીજાની મદદ લેવી જ પડે છે. અલબત્ત મધમાખીઓ પણ આદત મુજબ નવા નવા મધપૂડાઓ બનાવતી રહે છે અને જૂનાને ત્યજી દેતી હોય છે એટલે આ પંખીને મનગમતું ભોજન મળતું રહે છે, અને હિમાલયમાં તો મધપૂડાની જરાય તંગી નથી. મોટા મોટા ગંજાવર મધપૂડા જોઈને જ આપણે આભા બની જઈએ! જ્યાં આવી વસાહત હોય ત્યાં તો જાણે મધપૂડાનું ગામ વસ્યું હોય એવું લાગે. અમે એક જગ્યાએ એકસાથે બાર જેટલાં જોયાં હતાં જેમાં કેટલાંક તો છસાત ફૂટની લંબાઈ ધરાવતાં હતાં ! વળી એવી જગ્યાએ હતાં કે ત્યાં કોઈ માણસ તો ક્યારેય પહોંચી ન શકે, પણ પંખી તો ગમે ત્યાં પહોંચી જાય. મને લાગે છે કે હિમાલયની દુર્ગમતા જોઈને જ આપણાં પંખીઓએ માણસો સાથે સંબંધ કેળવવાનું મુલતવી રાખ્યું હશે! આવી મધપૂડા વસાહતોમાં ક્યારેક એકાદ પૂડો તો ખાલી થાય જ એટલે આ પંખીનું ગુજરાન ચાલતું રહે. આમ છતાં નિષ્ણાતો કહે છે કે હિમાલયમાં આ પંખીની વસ્તી ઘટી રહી છે. પલટાતું હવામાન તેને માટે જવાબદાર છે. પંખીઓ માટે અનુકૂળ વાતાવરણ ઝડપથી નષ્ટ થતું જાય છે એટલે હની ગાઈડનો વ્યાપ પણ સંકોચાતો જાય છે. આપણે આશા રાખીએ કે આ પંખી સલામત રહે.

અનસૂયાક્ષેત્ર તેની પંખીસમૃદ્ધિ અને વનસ્પતિના વૈવિધ્યતા માટે પ્રકૃતિપ્રેમીઓમાં ખૂબ જાણીતું છે. દુનિયાની દોડધામથી દૂર, એકદમ શાંત અને અત્યંત રમણીય સ્થાન વાહનવ્યવહારનાં માર્ગથી દૂર અને ત્યાં પહોંચવું થોડું કષ્ટસાધ્ય હોવાનાં લીધે અહીં ક્યારેય લોકોની ભીડ જોવા મળતી નથી. પંખીનિરીક્ષકો માટે તો અહીંની એક મુલાકાત જીવનનો અવિસ્મરણીય અવસર બની રહે છે. મેં ત્રણ વાર આ વિસ્તારની મુલાકાત લીધી છે અને ઢગલાબંધ હિમાલયપંખીઓ અહીં નોંધ્યાં છે. દરેક વખતે એકસરખો જ સાત્ત્વિક આનંદ અનુભવ્યો છે. હિમાલયનો ખરેખરો સાક્ષાત્કાર અહીં પ્રત્યક્ષ માણવા મળે છે. ચારે તરફ ઊંચા ઊંચા પહાડોથી ઘેરાયેલું જાણે અલૌકિક સ્થાન સીધાં-સાદાં પહાડી લોકો, અને તેમનું કુદરતી જીવન. વર્ષા, જંગલોથી ખચિત પર્વતો અને ખીણો, નદીઓ, ઝરણાંઓ અને આ બધાંમાં મુક્તપણે વિચરતાં પ્રાણી અને પંખીઓ! આપણા જેવાને તો હિમાલય પાસેથી વધુ શી અપેક્ષા હોય? □

લઘુકથા

## સાધુ

### ગિરિમા ઘારેખાન

ઓટલે ઊભેલી આરતી સામેથી આવતા સાધુને જોઈ રહી. ઊંચો, ટટ્ટાર દેહ, સ્નાયુબદ્ધ શરીર, સમયની સાથે હરીફાઈ કરતી હોય એવી ચાલ અને 'કમલ-નયન' કહેવાનું મન થાય એવી આંખો - બધું જ નિહારભાઈ જેવું. નિહારભાઈએ ઘર છોડ્યું ત્યારે પોતે તો સાત-આઠ વર્ષની હતી. વધારે તો યાદ ન હતું, પણ એ સત્તરમા વર્ષે ઘર છોડીને જતા રહ્યા હતા એ પહેલાના એમના ફોટા જોયા હતા. એ ફોટામાં ચૌદ વર્ષ ઉમેરી દઈએ તો આવા લાગતા હોય?

દૂરથી ચાલી આવતા સાધુની નજર એમની સામે અકીટસે જોઈ રહેલી આરતી પર પડી પણ ફેરવી લીધી હતી. પોતાની ઉપર મુગ્ધ થઈ જતી ઘણી યુવતીઓને એમણે જોઈ હતી. પણ એ તો બધી જ સાંસારિક માયાથી પર હતા. મૂળ ભક્તિનો જીવ, એમાં આટલાં વર્ષોની તપસ્યા ઉમેરાઈ. હવે ક્યાં કશું સ્પર્શી શકે એમ હતું? દેહના વિકારો તો ક્યારના દફન કરી દીધા હતા.

આરતીના ઘર પાસેથી પસાર થયા ત્યારે પણ અપલક એમની સામે જોતી આરતી હાથ જોડીને ઊભી હતી. ઓટલા ઉપર પડતી ઘરની બારીમાંથી કોઈ પુરુષ ડોકું બહાર કાઢીને એમને જોઈ રહ્યો હતો. એમણે પણ આરતી તરફ હાથ જોડ્યા અને ચાલતા રહ્યા.

હજુ બે-ચાર ડગલાં જ આગળ ચાલ્યા હશે ત્યાં એ ઘરમાંથી પુરુષનો સત્તાવાહી અવાજ સંભળાયો - 'આરતી! શું કરે છે ઓટલે? અંદર આવ!' સાધુએ એ તરફ નજર પણ નાખી. ત્યાં તો ફરીથી એ અવાજ તાડૂક્યો "કોને જોતી હતી? પેલા યુવાન, દેખાવડા, સાધુને? પાછું તારું બહાનું તો એમ જ હશે કે 'મારા નિહારભાઈ જેવા લાગતા'તા.' કુલટા! ચૂપચાપ ઘરમાં બેસી રે."

સિલિન્ડરમાંથી અવાજ સાથે બહાર નીકળતા ગૅસની જેમ નીકળતા આ શબ્દો ઉપર એક 'સટાક' અવાજથી સીલ થયું અને સાથે સંભળાઈ પેલી યુવતીની ચીસ.

સાધુને યાદ આવી ગઈ મમ્મી મારવા આવે ત્યારે પોતાની કમર પકડીને પાછળ સંતાઈ જતી સાત વર્ષની આરતી અને એમના પગ હતા ત્યાં જ અટકીને પાછા ફરવાની જીદ કર્યા રહ્યા. □

લલિત નિબંધ

# બારી પાસે

રાજેન્દ્ર પટેલ

4

પ્રત્યેક પળે બારી જુદી જુદી હોય છે. સતત બહાર બદલાતાં પંચમહાભૂત અને અંદર રહેલી પંચેન્દ્રીયની રસતત્પરતા, બારી બહારનાં દૃશ્યોને વધુ ને વધુ પરિવર્તનશીલ બનાવે છે. નદીના એક જ પ્રવાહમાં બે વાર પગ બોળી શકાય નહિ, તેની જેમ જ એક જ બારીમાં બે વાર જોઈ શકાય નહિ. સમગ્ર સંસાર પરિવર્તન પામે છે દરેક ક્ષણે. બારી પાસે રહેવાથી આ બદલાતાં રંગરૂપ આપણને અનન્ય અનુભવ ભણી લઈ જાય છે જે અન્યથા દરરોજના જીવનમાં શક્ય નથી. આજ રાતની વાત કરું તો....

અડધી રાતે બારી બહારનું અંધારું જાણે મને બોલાવતું હતું. ઘણીવાર ઊંઘનું અને બહારનું અંધારું એકાકાર થઈ જાય ત્યારે એક અલગ જીવનનો અનુભવ થાય છે, જે જાણે-અજાણે જીવાતા જીવનને હળવું કરે છે. સપનાં આપણને હળવાં કરે છે. બહુ પહેલાં આ અનુભવને લઈને વસંતતિલકામાં એક સૉનેટ લખેલું :

*'આવો જરા, અટકજો, પૂછજો મજામાં!*
*યુગો સુધી સરી જતાં સપનાં વિરામો,*
*ઊભા રહો ઘડીક પાસ અહીં નિરાંતે,*
*ખોયું અમે નજીક જે સઘળું હતું તે.'*

અનિદ્રાય ઘણીવાર ગમે છે. બારી બહારની સૃષ્ટિ અંધારામાં માણવાની તક મળે છે. ખરી મજા તો આવા સમયે ચંદ્રને માણવાની હોય છે. એ જાણે બારીની નજીક આવી ગયેલો લાગે. જેમ ડાઘ વગરનો કોઈ મનુષ્ય ના હોય, તેમ ચંદ્રને પણ ડાઘ છે. એટલે કદાચ સૂરજ કરતાં ચંદ્ર વધુ ગમતો હશે. તેની અને મારી આ ગુફ્તેગો માત્ર સ્ટ્રીટ લાઇટનું ઝાંખું અજવાળું જ જાણે. જ્યારે તેની ટ્યુબ લાઇટ ઊડી ગઈ હોય ત્યારે જાણે એ થાંભલો અંધારાની સાક્ષીએ નર્યો ઈર્ષાથી બળી મરતો લાગે છે. પણ હું તો બારી-બહારની ચાંદની મારા ઉપર વ્હાલ વરસાવતી જ જાણું છું. આ સંદર્ભે એક તિબેટિયન કવિતા છે :

'ચંદ્ર ઊગ્યો
રાત્રીના આકાશમાં
તેનું પ્રતિબિમ્બ, સરોવરની નિઃસ્પંદ સપાટી ઉપર
પડ્યું.
પણ, ચંદ્ર કાંઈ સરોવરમાં નથી
એ સાચું ને?
આપણે, દરેક ઘટનાને એમ જાણી લેવી.'

બારી જો એક આકાશ છે અને આપણી આંખ એક સરોવર તો તેમાં પ્રતિબિમ્બાતો આ ચંદ્ર સાચો નથી. એમ જ સમગ્ર બહારનું જગત જે જોઈએ છીએ તેય શું સાચું નથી? શંકરાચાર્યને 'બ્રહ્મ સત્ય, જગત મિથ્યા' કહ્યા પછી કહેવું પડ્યું જીવ અને બ્રહ્મ જુદા નથી. બરાબર એમ જ બારીનો અનુભવ થાય છે. ભારતીય ચિંતનનું ગુરુશિખર એ આ બારી જ હશે ને? પોતાની જોડે રહીને, સાથે સાથે બીજા જોડે સહજ રહેવું, એ અનુભવ અંકે કરવો તે જ આ બારી પાસે બેસવાનો અર્થ હશે ને? એટલે જ કદાચ રવીન્દ્રનાથ એક કાવ્યમાં કહે છે :

'લાખ જોજન દૂરના તારા
મારું નામ જાણે છે'

બારી પાસે હોવું એટલે સમગ્ર બ્રહ્માંડ પાસે હોવું. લાખ લાખ જોજન દૂરના તારાઓની સાથે હોવું. આપણે આપણી પાસે હોઈએ તો જ સમગ્ર બ્રહ્માંડમાં હોઈ શકીએ અને જાત સાથે હોવું એ જ તો તાત્પર્ય છે બારી પાસે હોવાનું... □

# કાળના ચક્રમાં ખંડિત કચ્છના કિલ્લાઓ

**પ્રા. સૂર્યકાન્ત ભટ્ટ**

રાજાશાહી સમયે પ્રજાનું પાલન કરવા તથા રક્ષણ કરવાની જવાબદારી શાસકની રહેતી. કચ્છનાં તાલુકાઓમાં આજે પણ ખંડિત હાલતમાં શહેર કે ગામની ફરતે કિલ્લા કે કોટ દશ્યમાન થાય છે. આ કિલ્લાઓના રસપ્રદ ઇતિહાસ ઇતિહાસકારોએ નોંધેલા છે. પુરાતત્ત્વનો વિજ્ઞાન તરીકે 19મી સદીમાં સ્વીકાર થયો છે. જ્યારે 20મી સદીમાં તે વિજ્ઞાનનું પ્રમાણભૂત સાધન બનેલ છે. પંડિત મલ્લિનાથ વર્ણવે છે કે સત્યકથન કરતું વિજ્ઞાન એટલે જ ઇતિહાસ. ઉત્ખનન દ્વારા મળતી અનેક ચીજવસ્તુઓ જેવી કે ભગ્ન મહેલો, સિક્કાઓ, ગુફાઓ, કિલ્લાઓ, હાડપિંજરો, ખોપરીઓ, માટીનાં વાસણો ઇત્યાદિ ઇતિહાસના સાધનો છે. એ પ્રાચીન સમયને ઉજાગર કરે છે.

ઈ.સ. 1784માં આપણા દેશમાં કલકત્તા મધ્યે રૉયલ એશિયાટિક સોસાયટી સ્થપાઈ. ઈ.સ. 1788માં 'એશિયાટિક રિસર્ચ' નામનું મેગેઝીન શરૂ થયું. કચ્છનાં સ્થાપત્યો કહો કે સ્મારકોનું સર્વેક્ષણ જેમ્સ બર્ગેસે કર્યું. ઈ.સ. 1876માં લંડનથી તે વિગતો બર્ગેએ પ્રકાશિત કરી જેમાં ભગવાન સ્વામિનારાયણની અવતારિતાની વિગતો સમાવિષ્ટ છે. તે આવૃત્તિનું નામ છે : 'The Indian Antquary Journal of Oriental Research James Burges.' કચ્છ પર અવારનવાર આક્રમણો થતાં રહેતાં. રાવશ્રી દેશળજી પહેલાના દીવાન દેવકરણ શેઠે પ્રજાના સંરક્ષણ બાબતે કિલ્લાઓ બંધાવવા અર્થાત્ ગામ- શહેર ફરતે, રાજમહેલ ફરતે કોટ બંધાવવા ભલામણ કરી જે તે સમયે જ અમલમાં મૂકવામાં આવી. આજે કચ્છમાં ઠેરઠેર કિલ્લાઓ દશ્યમાન થઈ રહ્યા છે. અલબત્ત ભૂકંપ-વાવાઝોડાં આદિની અસરો સ્થાપત્યો પર થયેલી છે.

પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં અર્થાત્ મનુસ્મૃતિ, બ્રહ્મપુરાણ, અગ્નિપુરાણ, મહાભારત, રામાયણ આદિમાં કિલ્લાઓની માહિતી પ્રાપ્ત થાય છે. કિલ્લો એટલે દુર્ગ. દુર્ગ છ વિભાગમાં વિભાજિત છે. (1) મનુષ્ય દુર્ગ (2) મહીદુર્ગ (3) વનદુર્ગ, (4) ગિરિદુર્ગ (5) વનદુર્ગ (6) જળ દુર્ગ. ભુજમાં ભુજિયો અને સેહા સુમરીનો કિલ્લો ડુંગર પર બંધાયો છે. ભુજમાં શાસકના નિવાસસ્થાન ફરતે કોટ છે. જે કોટને અંતરે વેલવાણની વંડી પાસે મનોવિલાસ બારી, ધાબાણ શેરી પાસે બારી ભગ્નાવસ્થામાં ભૂકંપ બાદ જોવા મળે છે. ભુજ શહેરમાં મહાદેવના નાકે આલમપનાહ ગઢ, કોઠા સાથે પાંચનાકા, વાણિયાવાડ, નાકું પાટવાડી નાકું, સરપટ નાકું, ભીડનું નાકું, મહાદેવનાકું તથા વાણિયાવાડ નાકા વચ્ચે છઠ્ઠી બારી હતી. આ નાકાઓ જાળવી રખાયાં છે. ગઢ કે કિલ્લા જમીનદોસ્ત થતા ગયા. વસાહતો ઊભી થતી રહી. કિલ્લાની લંબાઈ પાંચ કિ.મી., દીવાલો 35 ફૂટ ઊંચી તથા ચાર ફૂટ પહોળી.

ભુજિયો ડુંગર 4 કિ.મી.નું ક્ષેત્રફળ ધરાવે છે. દરિયાઈ સપાટીથી 830 ફૂટની ઊંચાઈએ તે સ્થિત છે. ઈ.સ. 1779માં રાવ શ્રી દેશળજી પહેલાએ અંજાર શહેરમાં આલમપનાહ ગઢ બંધાવ્યો છે. તેને પાંચનામ (1) દેવળિયા (2) અવાસરે (3) ગંગાનાકું (4) બારોઈવાળું (5) વટલામેડી નાકું. જમાદાર ફતેહ મહંમદે લખપતનો કોટ બંધાવેલો. ભુજવાળું, બંદરવાળું તથા વાડીવાળું નાકું એમ ત્રણ નાકાં છે. સિંધડીનો કિલ્લો છે. માંડવી મધ્યે ગઢ ભાટમલજીએ બંધાવેલો જે 4 ફૂટ પહોળો, 26 ફૂટ ઊંચો, 8220 ફૂટ લાંબો હતો. આ ગઢને નાકાં હતાં જે બારીવાળું તળાવવાળું, બંદરવાળું નાકું, ભીડનું નાકુ ભૂતડાવાળી નાકું આદિ સને 1728માં દીવાન શ્રી દેવકરણ શેઠે મુન્દ્રા શહેર ફરતે કોટ ચણાવ્યો જેમાં ચાર નાકાં હતાં. શાહ બુખારીવાળું નાકું, બારોઈવાળું નાકું, ભીડભંજનવાળું નાકું, નદીવાળું નાકું.

કચ્છની ઐતિહાસિક ઘટનાઓના સાક્ષી તરીકે આજે પણ ભગ્નાવસ્થામાં કચ્છમાં કિલ્લોઓ દશ્યમાન થઈ રહ્યા છે. □

જેમની આ વર્ષે દોઢસોમી જન્મજયંતી આવે છે તે કાન્તની જીવનગાથા

# મધ્યાહ્ને આથમેલો સૂરજ

**પ્રફુલ્લ રાવલ**

## 16. કાન્તની ગદ્યસૃષ્ટિ

### 5. નર્મદા : એક આત્મકથા

મણિશંકર રત્નજી ભટ્ટકૃત 'હીરા માણેકની ખાણ' અને 'કુમાર અને ગૌરી' અધૂરી-અપૂર્ણ ગદ્યકૃતિઓ છે જ્યારે 'નર્મદા: એક આત્મકથા' એ લખવા ધારેલી આત્મકથાના મુસદ્દા રૂપ લખાણ છે. 'પ્રસ્થાન'માં આ લખાણ કાન્તના મૃત્યુ પછી છપાયું ત્યારે તેના તંત્રી રા.વિ. પાઠકે 'આત્મકથા' શબ્દ છેકીને 'પ્રેમકથા' શબ્દ પ્રયોજ્યો હતો. રા.વિ. પાઠકે તંત્રીનોંધમાં લખ્યું હતું :

'સદ્‌ગત કાન્તે તેમના અંતિમ પ્રવાસમાં ફરતાં આ લેખ કકડે કકડે મોકલેલો. લેખ ઘણો ઉતાવળમાં લખાયેલો છે, કદાચ માંદગીમાં લખેલો હશે. કેટલોક ભાગ ગુમ પણ થયો હોય. કેટલાક ભાગો વાંચી શકાયા નથી. જેટલા ખંડો મળ્યા છે તે ઉપરથી ખંડોનો ક્રમ સમજી શકાતો નથી. લેખક પોતે આખા લેખને ફરીવાર સુધારી તેમાં વધારા કરવાના હતા. લેખ તૂટક છે જ અને તેમાંથી કેટલોક અંગત ભાગ પ્રસિદ્ધ કરવા યોગ્ય ન લાગવાથી કાઢી લીધો છે એટલે વધારે તૂટક લાગશે. છતાં જેવો છે તેવો તેમના પ્રભાવયુક્ત ગદ્યનો સુંદર નમૂનો છે અને એટલો પણ તેમનું માનસ સમજવામાં ઘણો ઉપકારક થાય તેવો છે. આશા છે કે વાંચનાર આ અપૂર્ણ લેખ એના લેખકને યોગ્ય શ્રદ્ધા અને આદરથી વાંચશે.'

'પ્રસ્થાન' (પુ.4, અંક-2 જયેષ્ઠ 1983)માં પ્રસિદ્ધ થયેલ લખાણમાં કેટલુંક નથી છપાયું તે પલ્લવી ભટ્ટ દ્વારા પ્રકાશિત 'કવિ કાન્તનું સાહિત્ય' (2004) પુસ્તકમાં છે. કાન્તે પોતાના પુત્ર મુનિકુમારને આ લખાણ મોકલ્યું હતું અને એક પત્રમાં જણાવ્યું હતું કે, 'મેં તમને જે પાકીટ મોકલ્યું છે તેમાં હું ધારું છું છે, તમારા માતૃશ્રીની પ્રેમકથાના આ ભાગનું અનુસંધાન છે. તે હજી તો માત્ર પહેલી જ વાર લખેલો છે. તેને ફરીવાર લખતાં હું વધારે તેજસ્વી અને રસમય કરીશ. મુંબઈમાં તમારો અભિપ્રાય અને ટીકા આવકારપાત્ર થશે. મેં તમને કહ્યું છે કે 19મી જૂન લગભગ હું મુંબઈ ઉતરવા આશા રાખું છું.'

આ પત્ર તારીખ વગરનો છે અને જૂન 19મીએ પાછા ફરવાનું જણાવે છે એટલે આ પત્ર 1923ના જૂન માસમાં લખાયો હશે. ત્યારે કાન્ત કાશ્મીરના પ્રવાસમાં હતા. મૃત્યુ પૂર્વેના આ પત્રમાં 'પ્રેમકથા' શબ્દનો વિનિયોગ ખુદ કાન્તે કર્યો છે. વળી આ લખાણ પહેલીવાર લખાયું છે તેનો ઉલ્લેખ પણ પત્રમાં છે. કાન્તને ફરીવાર લખવાની ઇચ્છા હતી અને એમ કરતા 'તેજસ્વી અને રસમય' કરવાની ધારણા એમણે રાખેલી. પરંતુ તેમ બન્યું નથી. કાન્ત તે સુધારે એ પહેલા જ મૃત્યુ પામ્યા હતા.

જે લેખ મળ્યા છે તે પરથી છપાયેલા લખાણમાં પ્રારંભ થયો છે 'અર્પણપત્ર'થી. કાન્તે પુત્રી ડોલરને નર્મદાની આ આત્મકથા કે પ્રેમકથા અર્પણ કરી છે. આ કૃતિ પૂર્ણ ન થઈ શકી કે પૂરી ન મળી શકી, પરંતુ 'અર્પણપત્ર' પરથી અનુમાની શકાય કે કાન્તને આ કથા પૂર્ણ કરવાની અને પ્રગટ કરવાની ઇચ્છા હતી જ. એટલે 'અર્પણપત્ર' લખ્યું છે. આ લખાણની હસ્તપ્રત પર કાન્તે **'First rough draft with love to muni'** એવું લખ્યું છે. **'rough draft'** શબ્દો આ લખાણ માત્ર મુસદા રૂપ હોવાનું દર્શાવે છે.

અર્પણ પછીના ત્રણ પરિચ્છેદમાં કાન્તે અનુક્રમે સાવરકુંડલા, રાધાફઇ, વિદ્વાન પ્રશ્નોરાઓની વાત લખીને યોહાના, સ્વીડનબૉર્ગ, કૉલરિજ, ટેનિસન અને ભવભૂતિની કૃતિમાંથી અવતરણો આપ્યાં છે. મૂળ અંગ્રેજી-સંસ્કૃત સાથે તેના અનુવાદ પણ આપ્યા છે. કાન્તે પોતાની કવિતાની પંક્તિઓ ટાંકી છે. પછી 'ન્હાની ઉર્ફે નર્મદા' પ્રકરણ 1 માં 'પ્રથમ દર્શન' લખીને 'મનોહર મૂર્તિ' કાવ્ય ઉતાર્યું છે. આ મનોહર મૂર્તિ તે નર્મદા - ન્હાની.

કાન્તને લખવી છે નર્મદા-ન્હાનીની પ્રેમકથા પરન્તુ પ્રારંભે યાદ કરે છે પહેલી પત્ની નર્મદા-નદીને. એક પરિચ્છેદમાં નદીનો પરિચય આપે છે. આ પરિચયમાં કાન્તનો નર્મદા - નદી પ્રત્યેનો ભાવ વર્તાય છે. એમનું ગદ્ય પણ પુષ્પ જેવું કોમળ જણાય છે. કાન્ત નર્મદા-નદીને 'એક વિરલ સ્નેહની મૂર્તિ' કહે છે. પછીના પરિચ્છેદમાં જામનગરના માસ્તર શંકરલાલ જેઠાભાઈની દીકરી નર્મદા-ન્હાનીને જોવા ગયા તેની વિગતે વાત કરી છે. અહીં કાન્તનું રંગદર્શી માનસ છતું થયું છે. જેમકે;

'મોટી સુનેરી કિનારની આસ્માની ઝાંઈની સાડીમાંથી તેનું તેજસ્વી વાન અને ભરેલું અંગ જાણે કે આજ પણ જોઈ શકાય છે, અને તેનો ઘેરો મધુર મયૂરીના સરખો સ્વર ત્યારે પણ પરમ આહ્લાદક લાગેલો અને અદ્યાપિ શેલીના વચન પ્રમાણે સ્મૃતિમાં નાચ્યા કરે છે.' શેલીની પંક્તિ આમ છે : **'Music when soft voice die vibrates in the memory'**

ન્હાનીને 'મારી સાથે પરણવું પસંદ છે?' એવું કાન્તે મુલાકાતમાં પૂછેલું. તેનો ઉત્તર એણે 'દીકરી ને ગાય : દોરે ત્યાં જાય.' એવો આપેલો. તેનાથી કાન્તને અસંતોષ થયેલો. આવી રસપ્રદ ઘટના કાન્તે આ કથામાં વણી છે. ન્હાની સાથે લગ્ન થયા ત્યારે એમના ભત્રીજા કલ્યાણરાયનું અવસાન થયું એ દુઃખદ પ્રસંગ કાન્ત ટાંકવાનું ચૂક્યા નથી. વળી 'નવી વહુનાં પગલાં પર ટીકાઓ થઈ હશે!' એવું કાન્તે અનુમાન્યું છે.

એ જ પરિચ્છેદના પ્રારંભે કાન્તે માધવજીભાઈની ઓળખ આમ આપી છે : 'મારા પહેલા શિક્ષક, મોટાભાઈ અને કુટુંબના સૌથી બાહોશ આદમી માધવજીભાઈ હતા. એ વખતે તે સોમનાથ પાટણમાં મહેતાજી હતા; અને હું વડોદરાના કલાભવનમાં ટ્રેનિંગ કૉલેજનો હેડમાસ્તર હતો.'

જે પ્રસંગની વાત કાન્તે કરી છે તે એમના બીજાં લગ્નનો પ્રસંગ છે. વળી મોટાભાઈ માટેનો આદર થોડા શબ્દોમાં પણ વ્યક્ત થયો છે. જાનમાં કોણ આવ્યું હતું તે કાન્તે નોંધ્યું છે. બળવંતરાય ઠાકોર જાનમાં ગયા હતા. એ એમની મૈત્રી કેટલી જૂની અને આત્મીય હતી તે દર્શાવે છે. ત્યારે ખંભાળિયામાં કોલેરા ચાલતો હતો એનો નિર્દેશ મળે છે.

'મણિશંકર રત્નજી ભટ્ટ' એ શીર્ષક હેઠળ લખાયેલ લેખ-પ્રકરણમાં કાન્તે આત્મપરિચય આમ આપ્યો છે : 'મારો જન્મ લાઠીથી પાંચ માઈલ પર આવેલ ચાવંડ ગામમાં વિક્રમ સંવત્ 1924ના કારતક વદી આઠમને વારે થયો હતો. પિતાનું નામ રત્નજી ભટ્ટ અને માતૃશ્રીનું નામ મોતીબા. મોતીબાનું પિયેર ભાલમાં ભુવાંરદ ગામમાં હતું.'

'પ્રસ્થાન'માં છપાયેલ લેખ અને પલ્લવી ભટ્ટે પ્રસિદ્ધ કરેલ લખાણમાં ફેરફાર છે. મળેલ મૂળ હસ્તપ્રતમાં જે છે તેવું જ પલ્લવી ભટ્ટે પ્રસિદ્ધ કર્યું છે જે શ્રદ્ધેય લેખાય.

પોતાની ટૂંકી ઓળખ પછી કાન્તે માતા-પિતાના પૂર્વજો વિષે જણાવ્યું છે કે, "પૂર્વજો અમરેલીથી ઊતરીને લાઠી નિવાસ કરતા. ત્યાં સતી અમરબાઈની દેરી કોઈક કાળે હતી. તે વખત જતાં લુપ્ત થઈ છે, પણ એ સતીના હાથની પ્રતિષ્ઠા અદ્યાપિ પ્રસિદ્ધ દાકતર શંકરલાલ કુંવરજી વૈદ્યના મોટાભાઈ, અને 'પીયૂષ'ના તખલ્લુસથી પ્રાસાદિક કવિતા લખનાર ભાઈ અમૃતલાલના ઘરમાં નવપરિણીત જોડાંનો સતીનાં પાવન દર્શન કરવાનો અદ્યાપિ પ્રથમ ધર્મ ગણાય છે. માતૃકુળમાં પણ મોતીબાનાં પિતામહી સતી થયેલાં. બંને કુળો આ પ્રમાણે સ્ત્રીગૌરવથી ઉજ્જવળ છે."

સાવ સાદી જણાતી આ વિગતો દ્વારા કાન્તે પૂર્વજોની ગાથા ગાઈ છે. એનું દસ્તાવેજી મૂલ્ય લેખવું રહ્યું. કાન્તે પોતાના જન્મસ્થળ ચાવંડનો પરિચય આપ્યો છે. 'ઠાઠ' નામે ઓળખાતા 'ઉદ્‌ભિજ્જહીન ડુંગર'નો ઉલ્લેખ અને ચારણ સતી જાનકીબાઈની દેરીનો નિર્દેશ કર્યો છે. એ પછીનું વર્ણન કાન્તે ભલે ઉતાવળમાં લખ્યું તોપણ એમના સરળ ગદ્ય સાથે સ્થળનું સુભગ ચિત્ર પ્રસ્તુત કરે છે. જુઓ;

"પણ બીજી બધી બાજુ તરફ રળિયામણાં દશ્યો છે. એક નાની નદી, ઘણા સરસ કૂવાઓ તથા વાવો છે. પાણી નિર્મલ અને બલપ્રદ છે. આસપાસ બાવળો, પીપળા, લીમડા, વડ વગેરે મોટાં અને રમણીય ઝાડ ઘણાં છે. બજાર પૂરી થતાં ભાવનગરથી રાજકોટ જતી જૂની સડક છે. સડક પાસે નદી સર્પાકારે ચાલે છે. રેતી નિર્મળ છે, અને સાંઝે ફરવા જવાનું એક આલાસ્થાન છે. નદી પાસે પીયાવો છે, તેમાંથી તમામ વસ્તી - પાસેની પાણી ભરે છે. નિશાળ પહેલાં ચોરામાં બેસતી. હાલ તો દરબારી ઉતારાઓ અને હોફીસોની પાસે એક ખાસ મકાનમાં બેસે છે. નિશાળને લગતી પોસ્ટ ઑફિસ છે, અને મહેતાજી તે કામ કરે છે. કેટલાક કૂવા ઘણા ઊંડા અને નર્મળ તથા તરવાને 'કાબિલ' છે.'

સવા સદી પૂર્વેના ચાવંડનું આ વર્ણન છે. 'કાબિલ' અને 'આલાસ્થાન' જેવા શબ્દોનો ઉપયોગ ધ્યાનપાત્ર છે. કાન્તને તરવાનો શોખ હતો એટલે છેલ્લા વાક્યમાં વપરાયેલા 'કાબિલ' શબ્દ દ્વારા એમનો ઉમંગ વ્યક્ત થયો છે. કાન્તે પ્રયોજેલો 'પીયાવો' શબ્દ આજે ઓછો વપરાય છે. એના જે ચાર અર્થો છે તેમાંનો એક અર્થ 'ભગવદ્‌ગોમંડળ'માં આમ આપ્યો છે : 'ઢોરને પાણી પીવાને બંધાવેલ ચોરસ, લંબચોરસ કે ગોળ આકારનો બે ત્રણ ફૂટ ઊંડો છોબંધ ખાડો, હવાડો.'

કાન્તે એમના મોટાકાકા અર્થાત્ પિતા રતનજી ભટ્ટ વિષે લખતાં એમને શીખડાવેલા શ્લોકને નોંધ્યો છે. સંસ્કૃત સંદર્ભે કાન્તે પિતા સાથે જીકાકા તથા ન્હાનાકાકા અને દાદા અને પ્રાસાદિક કવિને યાદ કર્યા છે. પૂર્વજ કવિ મુકુન્દ ભટ્ટનાં રચેલાં ભજનો ગવાતાં તેનું સ્મરણ કર્યું છે. કાન્તે સંસ્કૃત શ્લોકો સાથે દાદાનાં ભજનોની પંક્તિઓ ટાંકી છે. ન્હાનાકાકા જયશંકર મજલિસોમાં તબલાં બજાવતા અને સારું ગાતા તેવી તેમની ઓળખ આપી છે. પરિવારની પ્રવૃત્તિની ટૂંકી નોંધ કરી છે. વળી 'રત્નજી ભટ્ટ' શીર્ષક હેઠળના લેખમાં કાન્ત લખે છે : 'મારા

પિતા જેવા પ્રતાપી, સરલ, ધવલ અને નિર્મલ પુરુષ મેં જિંદગીમાં પછી જોયા નથી.'

દયાબહેનના લગ્નટાણે કાન્તને જનોઈ દીધી હતી. કાન્તે નોંધ્યું છે. 'ગામમાં તે વખતે નિશાળ નહોતી એટલે માધવજીભાઈ માંગરોળ નિશાળમાં પોતે હેડમાસ્તર હતા ત્યાં મને સાથે લઈ ગયા.' એ કાળે માંગરોળ કેવી રીતે ગયેલા તેનું સ્મરણ કરતા કાન્ત લખે છે : 'મુસાફરી ગાડાની હતી. અમરેલી, બગસરા, બીલખા, માણેકવાડા, જૂનાગઢ વગેરે ગામ રસ્તામાં આવેલાં તે સ્પષ્ટ સાંભરે છે.' બાળસહજ કુતૂહલ થયેલું તે વાત કાન્તે નોંધી છે : 'એક જગ્યાએ પહાડ પાસે ચાળીશેક કદમ દૂર વડ ભીંત જેવો લાગતો હતો, તેને જઈને આંગળી અડાડવા દોડેલો પણ તરત થાકેલો.' ત્યારે માધવજીભાઈનો પગાર રૂપિયા પંદર હતો અને છતાં થોડું બચાવીને પિતાને ઘેર પૈસા મોકલતા. કાન્તે એમના માટે સમજુ, દક્ષ વિશેષણ પ્રયોજ્યાં છે અને એમને કુટુંબવત્સલ કહ્યા છે. જોકે પિતા રત્નજીના ડરથી માધવજીભાઈ પૈસા મોકલતા એવો નિર્દેશ કાન્તે કર્યો છે. માંગરોળની "નિશાળની લાઇબ્રેરીમાં કોઈ પારસીએ તરજુમો કરેલ મોટાં પાયાની સચિત્ર 'અરેબિયન નાઇટ્સ' હતી. હું વાંચતો તથા હેરત પામતો."

પ્રાણકુંવરબહેનનાં લગ્ન, એમના પતિ ગિરજાશંકર ભટ્ટ, ઉમરાળા ગામ ઇત્યાદિ ઘણી ઘટનાઓ ક્રમબદ્ધ નહીં પણ તૂટક તૂટક કાન્તે લખી છે. અહીં કાન્તે નર્મદા-નદીને યાદ કરી છે. ગાયની મહત્તા ગાઈ છે. God is love વિધાન નોંધાયેલું છે. અંતમાં ગોત્રોચ્ચાર છે. એમાં થોડું લખાણ અવાચ્ય રહ્યું છે.

ઉમરાળા નિમિત્તે કાન્તે ગાયની મહત્તા દર્શાવી છે. તે જુઓ;

'ગાયનાં ધણ ગામની સ્થૂલ દોલત માત્ર નથી પણ સુખ અને આરોગ્યના જીવતા ખજાના છે, તે વર્તમાન સાયન્સ સમજે તેવી વાત નથી. માણસ કહેવાતા માણસોમાં થોડાને જ પશુઓ તરફ પ્રીતિ છે. પંડિતમન્યો એટલું વિચારી શકતા નથી કે માનવમાતા જ્યારે ત્રણ જ વરસ અને એક કે બે બાળકને જ પોષણ આપે છે, ત્યારે ગાયમાતા પોતાનાં તેમ જ માનવોનાં વત્સોને જીવિત પર્યંત અમૃત આપે છે. મેં તો ઘણીવાર ગાયોને લાડુ ખવરાવ્યા છે, અને તેમની આંખોમાં સંતોષનું નૂર દીઠું છે. વળી માનવમાતાઓ ઘણીવાર ક્રૂર, કઠોર, બેવકૂફ બની શકે છે, જ્યારે ગાયોનો વત્સલ સ્વભાવ કદાપિ વિકૃત થયો નથી. અવિકૃત સ્વભાવની મૂર્તિ હોઈને ગાયમાતાજી શાશ્વત પ્રેમમૂર્તિ છે. ઓરતો તો જેમ પદમણી તેમ શંખણી પણ હોઈ શકે છે. ગાયમાતાનાં કોઈપણ કુળોમાં શંખણી પેદા થતી નથી.'

આ કથન કથા સાથે કશા મેળનું જણાતું નથી, પરન્તુ ગાય માટેનો કાન્તનો ભાવ અને અભ્યાસ અનન્ય છે. સ્ત્રી માટે પદમણી સાથે શંખણી શબ્દ દર્શાવ્યો છે તે સ્ત્રીની લાક્ષણિકતા બતાવવા. ગાયમાતાના કુળોમાં 'શંખણી' ગાયો પેદા થતી નથી એ વિગત એમના નિરીક્ષણ - અભ્યાસની દ્યોતક છે.

કાન્તે આ કથામાં કલાપીના પરમ મિત્ર ભાવનગરના પ્રખ્યાત મસ્ત કવિની એક વાર્તા ઉતારી છે. આ વાર્તામાં બાવાજી માણસ તરીકે માત્ર વીરસિંહને હુક્કો આપવાનું પસંદ કરે છે અને તે દ્વારા માણસ કેવો ને કોણ હોઈ શકે તેનું તત્ત્વ સમજાવ્યું છે. બાવાજી પોતાની ટોપી વીરસિંહને આપે છે અને તે પહેર્યા પછી વીરસિંહને આસપાસ બેઠેલી વ્યક્તિ જુદાંજુદાં પશુ જેવી લાગવાં માંડે છે. કથામાં બાવાજીનું કથન છે : 'જે ભીતરથી પશુ છે તેને હુક્કો કેમ અપાય, સિર્ફ તું માણસ છે.'

ગાયની મહત્તા અને બાવાજીની કથા વાંચતા લાગે છે કે કાન્તે ખાસ ઉદ્દેશથી લખ્યું છે. પરન્તુ એના સાંધા મળતા નથી. હેતુ સ્પષ્ટ થતો નથી. સંદર્ભ સમજાતો નથી. આ કથામાં અનેક ભાવાત્મક વિધાનો કાન્તે લખ્યાં છે. ભલે, અપૂર્ણ છતાંય કાન્તના માનસને સમજવા માટે અને એમની ગદ્યરીતિને જાણવા માટે આ આત્મકથા અગત્યની બની રહે છે. કદાચ આ બધા એમના મુદ્દાઓ જ હશે અને એનો જ વિકાસ કરીને પોતાની કથા કહેવાની યોજના કાન્તે વિચારી હશે.

'નર્મદા એક આત્મકથા' ઘણી રીતે અવલોકી શકાય. કાન્તની ગદ્યશક્તિનું પ્રમાણ આ કથા દ્વારા મળે છે. ટૂંકાં વાક્યો આ ગદ્યકૃતિની વિશેષતા છે. શૈલી વર્ણનાત્મક છે. જયંત કોઠારીએ 'કાન્તનું ગદ્ય' લેખમાં કાન્તના ગદ્યને તપાસીને એમની ગદ્યશક્તિની વિશિષ્ટતા દર્શાવી છે. એમના મતે કાન્તની શૈલી 'આપણા ચિત્ત પર સ્પષ્ટ છાપ અંકિત કરે છે.'

કાન્ત આ કૃતિ પૂર્ણ ન કરી શક્યા એ એમની નિયતિ પરન્તુ ગુજરાતી વાચકો એક સમર્થ સર્જકનાં આંતરબાહ્ય સંવેદનોથી અજાણ રહ્યા એ વાચકોનું દુર્ભાગ્ય. એમના જીવનનાં અનેક તથ્યો કાળમાં વિલીન થઈ ગયાં. આ લખાણમાં ક્યાંય પોતે કરેલા ધર્માન્તરનો ઉલ્લેખ નથી તો ભાવનગરનરેશ ભાવસિંહજીનું સ્મરણ નથી કર્યું. સંભવતઃ લેખના ખોવાયેલા ભાગમાં અન્ય વિગતો હોય! પણ એ ક્યાં શોધવી? □

આપણી પ્રાચીન વિદ્યાપીઠો

# નાલંદા વિદ્યાપીઠ

ડૉ. જયકુમાર ર. શુક્લ

**ભા**રતમાં સત્તા અને સંપત્તિ કરતાં વિદ્યાને ઊંચું સ્થાન આપવામાં આવ્યું છે. આપણા સમાજમાં વિદ્યાદાનને શ્રેષ્ઠ દાન માનવામાં આવ્યું છે. સરસ્વતીદેવીની સેવામાં જીવન સમર્પણ કરનાર વિદ્વાનોને જીવનનિર્વાહની ચિંતામાંથી સમાજે મુક્ત રાખ્યા હતા. આ વિદ્વાનોની જરૂરિયાતો પણ અલ્પ હતી. સમાજમાં જ્ઞાનપ્રચારના કાર્યને તેઓ શ્રેષ્ઠ સેવા માનતા હતા. તેઓ વૈભવથી સદા દૂર રહેતા હતા. રાજાઓ તથા શ્રેષ્ઠીઓ વિદ્યાના વિકાસાર્થે ઉદારતાથી દાન આપતા. તેની આવકમાંથી વિદ્યાલયો ચાલતાં. નાલંદા એક એવી વિદ્યાપીઠ હતી.

બિહારમાં પટણાથી અગ્નિ ખૂણે આશરે 88 કિ.મી. ના અંતરે આવેલ નાલંદા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ બૌદ્ધનગર હતું. ગૌતમ બુદ્ધના પટ્ટશિષ્ય સારિપુત્તનું તે જન્મસ્થળ હતું. લોકકથાઓ પ્રમાણે પૂર્વ જન્મમાં ભગવાન બુદ્ધે આ સ્થળે તપશ્ચર્યા કરીને દુઃખી લોકોને પુષ્કળ દાન કર્યું હતું. તેથી આ સ્થળ ના+અલમ + દા એટલે પોતાનું બધું આપ્યા પછી પણ સંતોષ થયો નહિ તે 'નાલંદા.' રાજગૃહની ઉત્તરે બારાગામ ગામની પાસે, ગંગા નદીના કિનારે નાલંદા વિદ્યાપીઠ આવેલી હતી. ગુપ્ત વંશના રાજાઓએ બૌદ્ધોની આ ઘણી મોટી વિદ્યાપીઠને ઉદારતાથી દાન આપીને, સર્વ ધર્મસમભાવની ભાવના પોષી હતી.

કુમારપાળ પહેલાએ તે સ્થળે એક વિહાર માટે દાન આપીને નાલંદાની મહત્તાનો આરંભ કર્યો. આ વિહારનું બુદ્ધ ચૈત્ય સદીઓ સુધી પૂજાનું કેન્દ્ર હતું. નરસિંહ ગુપ્ત અને બુધગુપ્ત તથા બીજા રાજાઓએ ત્યાં વિહારો બંધાવીને દાનનો પ્રવાહ વહેવડાવ્યો.

નાલંદા વિદ્યાપીઠની સ્થાપના ક્યારે થઈ તે ચોક્કસપણે જાણવા મળતું નથી. ઈ.સ. 1902માં નાલંદા પાસે ઉત્ખનન કરતાં જાણવા મળ્યું કે ત્યાં બૌદ્ધ વિદ્યાપીઠ આવેલી હતી.

ગુપ્ત વંશના રાજાઓ તથા હર્ષવર્ધન પાસેથી આર્થિક સહાય મેળવીને તેનો વિકાસ થયો હતો. પાંચમી સદીથી તેને આંતર રાષ્ટ્રિય પ્રસિદ્ધિ પ્રાપ્ત થઈ અને એશિયાના વિવિધ દેશોમાંથી તેજસ્વી વિદ્યાર્થીઓ ઉચ્ચ અભ્યાસાર્થે ત્યાં જતા હતા. ભારતના પ્રવાસે આવેલા બે ચીની યાત્રીઓ હ્યુ એન સાંગ તથા ઇત્સિંગે નાલંદા વિદ્યાપીઠ વિષે માહિતી આપી છે.

ઉત્ખનન કરતાં જણાય છે કે નાલંદા વિદ્યાપીઠનો વિસ્તાર 1.6 કિ.મી. લાંબો તથા 0.80 કિ.મી. પહોળો હતો. વિહાર માટેનાં મકાનો તથા તેની સાથેના સ્તૂપો આયોજનપૂર્વક બાંધવામાં આવ્યાં હતાં. વચ્ચે આવેલા મહાવિદ્યાલયના મકાનમાં સાત ખંડ હતા. ગુરુઓને પોતાના વિષયનાં વ્યાખ્યાનો આપવા માટે 300 જેટલા નાના ખંડ હતા. ત્યાં મકાનો ભવ્ય હતાં તથા કેટલાંક બે કે ત્રણ માળનાં હતાં.

ઉત્ખનન કરતાં, વિહારનાં મકાનો તથા સ્તૂપો, મંદિરો અને વિશાળ માર્ગો મળ્યાં છે. સમગ્ર વિસ્તારમાં મકાનો ખાસ કરીને ઉત્તર-દક્ષિણ બાંધેલાં છે. નાલંદાના વિહારોમાં ખુલ્લા ચોકની ચારે બાજુ ઓરડા બાંધતા અને પ્રવેશ માટે મંડપ બનાવવામાં આવતો. નાલંદામાં 3 નંબરની જગ્યા પરનો સ્તૂપ ઘણો વિશાળ છે. ત્યાં ઊંડાં અને પારદર્શક તળાવો નીલકમળથી શોભતાં હતાં. ત્યાં વાતાવરણ શાંત અને પવિત્ર હોવાથી વિદ્યાપ્રાપ્તિ માટે અનુકૂળ હતું. વિદ્યાપીઠમાં અધ્યાપન માટે વિશાળ ખંડો, ચિંતન માટે ગુફાઓ અને સરોવરો તથા કુંજો હતાં. ત્યાંનું પુસ્તકાલય ધર્મગંજ નામથી પ્રસિદ્ધ હતું. તે પુસ્તકાલય રત્નસાગર, રત્નોદધિ અને રત્નરંજક નામના ત્રણ વિશાળ પ્રાસાદોનું બનેલું હતું. તેમાં વિવિધ વિષયોની હજારો હસ્તપ્રતો હતી. રત્નોદધિને નવ માળ હતા.

નાલંદા વિદ્યાપીઠમાં પ્રવેશ મેળવવા માટે વિદ્યાર્થીએ દ્વાર-પંડિતની પરીક્ષામાં ઉત્તીર્ણ થવું પડતું. તે માટે વ્યાકરણ, ગદ્યપદ્ય, સાહિત્ય, તર્કશાસ્ત્ર, અભિધર્મકોશ તથા જાતકોનો અભ્યાસ કરવો પડતો. નાલંદા માત્ર ઉચ્ચ અભ્યાસ માટેની વિદ્યાપીઠ હતી. હ્યુ એન સાંગના જણાવવા પ્રમાણે દશમાંથી બે કે ત્રણ વિદ્યાર્થી દ્વારપંડિતની પરીક્ષામાં ઉત્તીર્ણ થતા. આવી કડકપરીક્ષા હોવા છતાં વિહારોમાં દશહજાર વિદ્યાર્થીઓ રહેતા હતા. તેમાં 1500 જેટલા વ્યાખ્યાનો થતાં હતાં. વિદ્યાર્થીઓ અધ્યાપકોનાં વ્યાખ્યાનો એકાગ્રતાપૂર્વક સાંભળતા હતા.

નાલંદા વિદ્યાપીઠમાં ભણાવાતા વિષયોની માહિતી ઇત્સિંગે જણાવી છે. વિદ્યાપીઠમાં પ્રવેશ મેળવનાર વિદ્યાર્થીએ વ્યાકરણ, ગદ્ય-પદ્ય, સાહિત્ય, તર્કશાસ્ત્ર જાતકો વગેરેનો અભ્યાસ કર્યા પછી, મહાયાન શાખાનો વિશિષ્ટ અભ્યાસ કરવાનો રહેતો. તે પછી વેદો, સાંખ્ય, યોગશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, પુરાણ, ખગોળ,

જ્યોતિષ વગેરેનો અભ્યાસ થઈ શકતો હતો.

વિદ્યાર્થીઓને તેમને માટે બાંધેલા મઠોમાં રાખવામાં આવતા. ઉત્ખનન ઠરીને આવા 13 મઠો શોધવામાં આવ્યા છે. બીજા વધારે મઠો પણ હશે. મઠો બે માળના હતા. કેટલાક મઠોમાં, દરેક ખંડમાં વિદ્યાર્થી માટે પથ્થરનો બાંકડો તથા પુસ્તકો અને દીવા રાખવાના ગોખ હતા. દરેક મઠના વાડાના ભાગમાં કૂવો હતો. વિદ્યાર્થીઓને અભ્યાસની કક્ષા પ્રમાણે ખંડ આપવામાં આવતા. દર વર્ષે ખંડોની નવેસરથી વહેંચણી થતી હતી. વિદ્યાપીઠમાં થતાં ખર્ચ માટે બસો સમૃદ્ધ ગામો દાનમાં મળ્યાં હતાં. તેથી વિદ્યાર્થીઓને ભોજન તથા કપડાં નિઃશૂલ્ક આપવામાં આવતાં. વિદ્યાર્થીઓએ ફી આપવી પડતી નહિ.

નાલંદાના કેટલાક ગુરુઓ પોતાની વિદ્વત્તા માટે પ્રસિદ્ધ હતા. ચક્રપાલ, ધર્મપાલ, ગુણમતી, સ્થિરમતી, પ્રભામિત્ર, જિનમિત્ર, જ્ઞાનમિત્ર, શિલભદ્ર વગેરે આચાર્યો (ગુરુઓ) પોતાની વિદ્વત્તા માટે જગપ્રસિદ્ધ હતા.

ચિની યાત્રી હ્યુ એન સાંગના જણાવવા મુજબ, 'આ વિદ્યાપીઠમાં કેટલાક હજાર ભિખ્ખુઓ હતા. તેઓ બધા વિદ્વાન અને શક્તિશાળી હતા. તેમાંના કેટલાક ઘણા પૂજ્ય તથા વિખ્યાત હતા. આ ભિખ્ખુઓ ધર્મના સિદ્ધાંતો અને નિયમો પાળવામાં ચુસ્ત હતા. અભ્યાસ-ચર્ચા કરતાં તેમને દિવસ ટૂંકો પડતો. રાત અને દિવસ દરમિયાન તેઓ એકબીજાને શીખવતા. જૂના તથા નવા વિદ્યાર્થીઓ પૂર્ણતાએ પહોંચવામાં પરસ્પરે સહાય કરતા. એટલે વિદ્યાર્થીઓ પોતાની શંકાઓના સમાધાન માટે અહીં આવતા. તેઓ દેશપરદેશમાં જ્યાં જતા ત્યાં બહુમાન મેળવતા. વિદ્વાનો તથા નિપુણ વાદીઓનાં નામ નવા આવનારને મુલાકાતીઓની જાણ માટે, વિદ્યાપીઠના ઊંચા દરવાજા ઉપર લખવામાં આવતાં.

નાલંદા વિદ્યાપીઠમાં પ્રવેશ માટે ભારતના બધા પ્રદેશોમાંથી તથા દૂરના વિદેશોમાંથી વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં આવતા. ચીની વિદ્વાનો નાલંદામાં મહિનાઓ સુધી કે તેથી વધારે સમય રોકાઈને પવિત્ર ધાર્મિક ગ્રંથોની નકલો કરાવતા. ચીની પ્રવાસી ઇત્સિંગે પાંચ લાખ શ્લોકોની 7400 હસ્તપ્રતોની નકલો કરાવી હતી.

સમગ્ર વિદ્યાપીઠ એક મુખ્ય ભિક્ષુના તાબામાં રહેતી. તે ભિક્ષુની ચૂંટણી થતી. ચૂંટણીમાં ભિક્ષુનાં ચારિત્ર્ય, વિદ્વત્તા તથા ઉંમરને મહત્ત્વ અપાતું. તે ભિક્ષુ આચાર્યની 'મદદ માટે (1) વિદ્યાવિષયક તથા (2) વ્યવસ્થાવિષયક સમિતિઓ રચવામાં આવતી. વિદ્યાવિષયક સમિતિ પ્રવેશની વ્યવસ્થા, અભ્યાસક્રમો નક્કી કરવા, અધ્યાપકોને કામ સોંપવાનું તથા ગ્રંથાલય અંગેનું કામ કરતી. ગ્રંથાલયો પુસ્તકોના ભંડારો સાચવવા ઉપરાંત જીર્ણ થઈ ગયેલી હસ્તપ્રતોની નવેસરથી લખાવવાનું કામ સંભાળતાં. હસ્તપ્રતોની નકલો કરવાનું કામ ભિક્ષુ-અધ્યાપકો તથા શિષ્યો કરતા. જરૂરિયાત મુજબ એટલે કામ વધારે હોય તો મદદનીશો રાખતા.

વ્યવસ્થાપક સમિતિ સામાન્ય વહીવટ અને અર્થવ્યવસ્થા સંભાળતી. મકાનોનું બાંધકામ, તેની મરામત, ખોરાક, કપડાં તથા દવાઓની વહેંચણી છાત્રાલયોના ઓરડાની વહેંચણી વગેરે કામ આ સમિતિ કરતી.

નાલંદા માત્ર ભારતની નહિ પણ સમગ્ર એશિયાની મહાન વિદ્યાપીઠ હતી. ઈસવી સનની સાતમી સદીમાં તે સમગ્ર વિશ્વમાં મહાન આંતરરાષ્ટ્રિય વિદ્યાપીઠ હતી.

---

સંદર્ભસૂચિ

1. ત્રિવેદી ર. મો. હિન્દનાં વિદ્યાપીઠો (સંવત-1988)
2. પરીખ અને શાસ્ત્રી : ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ ગ્રંથ 3
3. Majumdar, Dr. R.C. Ancient India
4. Humayam Kabir : The Indian Heritage
5. દર્શક (પંચોળી, મનુભાઈ) આપણો વારસો ને વૈભવ ખંડ 1, ભાવનગર, 1977
6. શાસ્ત્રી, ડૉ. હ.ગ. પ્રાચીન ભારત ભાગ-1 (અમદાવાદ,1984) ☐

# સિંગલ ગૃહિણી

**ભરત ના. ભટ્ટ**

અનુરાગજી,

તમારું નામ જ એવું છે કે તેવો ભાવ મનમાં હોય તોપણ તેને શબ્દસ્થ કરવાની જરૂર ન રહે.

આવું લખનારી પ્રત્યે ગુસ્સો આવ્યો? ધિક્કાર જન્મ્યો? નારાજ થયા? કોઈ જ વાંધો નથી! મારે મન તો એ બધાં પણ મારા પ્રિયતમનાં જ રૂપો છે. મારી તમારા પ્રત્યેની ચાહના આવી સર્વ પ્રતિકૂળતાઓથી પર છે કારણ કે મારે માટે તેમાં ભૌતિકરૂપે એક તણખાનો પણ ખપ નથી. મારી એ ચાહનાએ મંઝિલ નિરપેક્ષ રહી ઘણી શરદ જોઈ લીધી છે.

તમને થશે કે 'આ વળી કોણ છે, ઘેલી? મારા લગ્નને 8-10 વર્ષ વીતી ગયાં પછી અચાનક જ આવો પત્ર લખનારી?'

હું છું જ એવી ઘેલી! મીરાંની માફક પ્રેમઘેલી! તમારે મારું નામ જાણવું છે ને? મારી આ ઊર્મિઓ એક પ્રચંડ પ્રવાહ છે. તેમાં મારું નામ આપમેળે તણાઈ આવશે.

યાદ છે તમને? તમે આજથી 12-13 વર્ષ પૂર્વે એક શાળામાં શિક્ષક તરીકે નવા નવા જોડાયેલા! ત્યારે હું તમારી વિદ્યાર્થિની હતી. તમે અમને હિન્દી ભણાવતા હતા. એક દિવસ શાળાના પટાવાળાભાઈ આવીને મને કહે, 'મંજરીબહેન, તમને દેસાઈસર બોલાવે છે.'

'દેસાઈ સર?'

'પેલા નવા આવ્યા છે તે વળી!' મારી સહેલી બોલી.

'તમે મંજરીબહેન?' હું તમારી પાસે પહોંચી એટલે તમે પૂછ્યું.

'હા....સર...'

'તમારા હિન્દી અક્ષરો બહુ સરસ છે. ભૂલો પણ ઓછી છે. હિન્દી વિષય ગમતો લાગે છે!'

બસ, પછી તો અનુરાગજી, અમે જે પાંચ-સાત જણાં ભણવામાં ઠીક હતાં તેમને વર્ગમાં જોતાં જોતાં તમારું પ્રવાહી હિન્દી વહેવા લાગતું.

એક દિવસ તમે મને પૂછ્યું, 'મંજરી, તું શાળાસંકુલમાં જ રહેતી લાગે છે, સાચું? તેનું કારણ જણાવીશ?'

'જુઓ સર, મારા પપ્પા અહીં મુખ્ય કલાર્ક છે અને સાહેબના પી.એ. છે.'

'પેલા રાવલસર?'

'હા, એ જ.'

'અને તારાં મમ્મી?' તમે તરત પૂછેલું.

'કહું છું ભઈ... કહું છું જરા શ્વાસ પણ નહીં લેવાનો?' મારાથી બોલાઈ ગયું પણ પછી માફી માગવા હાથ જોડ્યા એટલે તમે કહ્યું 'હા...હા... નિરાંતે કહે. તેમાં માફી માગવાની જરૂર નથી.'

'મારાં મમ્મી સાહેબને ત્યાં રસોઈ વગેરે બધું સંભાળે છે. માનો ને કે સાહેબનાં જે પત્ની છે ને! તેમની એ પી.એ. ગણી શકાય,' મેં મોં દબાવી હસતાં હસતાં કહેલું.

'દોઢી એવી વાત નવા સરને કહેવાની શું જરૂર? પડખે ઊભેલી મારી સખીએ મને ઠપકો આપેલો. પણ તમને લાગ્યું હશે કે આનું (દોઢ)ડહાપણ છલકાય છે તો 'શો મસ્ટ ગો ઑન!' આથી તમે પૂછેલું. તો પછી ઘરની પી.એ. કોણ? તું?'

'લ્યો, ઘરમાં તો વળી કોઈ પી.એ., બી.એ. હોતું હશે, હેં...હેં...હેં...!'

'પરંતુ હેં મંજરી, તું આ પી.એ. અને બી.એ. એવું ક્યાંથી શીખી?'

'મારા કાકા આવેને ત્યારે મારાં મમ્મી-પપ્પાને પી.એ. પી.એ. કહી ચીડવે એટલે!' મેં હસી પડતાં કહેલું.

'તારા એ કાકા શું કરે છે?'

'સાહેબ, તમે સોક્રેટિસનું નામ સાંભળ્યું છે?'

'હા, કેમ?'

'હું તો એમને નથી ઓળખતી પરંતુ મારા એ કાકા કીધા કરે છે કે - હું સોક્રેટિસની માફક લોકમત કેળવું છું.'

'સરસ કહેવાય.'

'શું રાખ સરસ કહેવાય?' મેં મોં બગાડતાં કહેલું.

'કેમ? એ તો સારું કામ ગણાય અને પૂરું જાણ્યા વગર નાનાંએ વડીલો અંગે મોં બગાડીને વાત ન કરાય.' તમે મને સમજાવતાં કહેલું.

''એમાં એવું છે ને સર, કે મારા કાકા સોક્રેટિસની વાત શરૂ કરે એટલે મારાં દાદી તરત કહે, 'રાખ્ય રાખ્ય, હવે તું લોકમત કેળવે છે કે હુંડિયો વટાવે છે!' ''

'અને મારા દાદા શું કહે ખબર છે?'

'તું કહે તો ખબર પડે ને!' મને ફુલાવવામાં તમને રસ પડેલો.

'દાદા મારાં મમ્મીને કહે - 'વહુ, આ તમારો લાડકો દિયર છે ને તેને ગાંધીનગર ખાતે કે દિલ્હીમાં પી.એ. થવું હતું પરંતુ કહે

છે કે પોલ્સન વાપરવામાં કાચો પડ્યો!'

'પોલ્સન? એ વળી શું મંજરી?' તમે ભોળપણ દેખાડી પૂછેલું.

'લ્યો, એટલી પણ ખબર નથી? માખણને અંગ્રેજીમાં પોલ્સન કહે.' મેં સર્વજ્ઞની જેમ જવાબ આપેલો.

'વાહ મંજરી, તું તો હિન્દી જેટલું જ અંગ્રેજી પણ જાણે છે!' તમે કહેલું અને હું ફુલાઈ ગયેલી. પછી અનુરાગજી, જ્યારે મેં જાણ્યું કે પોલ્સન માખણનો પર્યાય કેવી રીતે બન્યો ત્યારે તમારો કટાક્ષ મારા કાનમાં ગૂંજેલો અને મેં પારાવાર ભોંઠપ અનુભવેલી.

*

અનુજી, યાદ છે તમને એ પ્રસંગ જ્યારે તમે મને સાઈકલ શીખવેલી! જોકે આટલાં વર્ષે તમને એ યાદ ક્યાંથી હોય? શા કારણે હોય? તમે તો તમારાં પ્રિય જીવનસંગિનીના સાથમાં આવું બધું ભૂલી જ જાઓને?

પરંતુ કહું? મારાથી તો તે ભૂલ્યું... ભુલાતું નથી.

શાળા શરૂ હતી પરંતુ વિદ્યાર્થીઓ નહોતા આવતા. ટર્મિનલ એક્ઝામ પછી તમે સૌ શિક્ષકો પેપર તપાસતા હતા, હું શાળાના મેદાનમાં સાઈકલ શીખતી હતી, તમે કોઈ કામે મેદાનમાંથી પસાર થતા હતા ત્યારે તમારી સામે જ, થોડે દૂર હું પડી! મારાથી ઓ...મા.' થઈ ગયું.

'અરે એ શિખાઉ બટાટી.' તમે બોલ્યા.

'શું કહ્યું?'

'માફ કરી દે મંજરી, પણ તારી જેવી બહાદુર છોકરી પડે તો આમ 'ઓ...મા...' બોલે?'

હું એક હાથ હેન્ડલ પર અને બીજો હાથ સીટ પર રાખી ચડવા ગઈ ત્યાં તમે પાસે આવ્યા, મારી પાછળ ઊભા રહી, મારા બંને હાથ પકડી હેન્ડલ પર મૂક્યા અને કહ્યું કે હાથ આમ રાખવાના, અને પછી મને પકડી-તેડી સીટ પર બેસાડી દીધી. કહ્યું, હવે ચલાવ તારી સાઈકલ!' તમે સાઈકલને હળવે હાથે પકડી મને બે રાઉન્ડ મરાવેલા, મારી સાયકલ તાલીમનો એ ટર્નિંગ પૉઇન્ટ હતો.

પરંતુ તે બનાવ મારી ચિત્તોર્મિનો પણ ટર્નિંગ પૉઇન્ટ બનશે તેની તો મને ત્યારે કલ્પના ક્યાંથી હોય? એવી સમજ પણ ક્યાંથી હોય? તમે મારા હાથ પકડ્યા, મને ઊંચકીને સીટ પર બેસાડી ત્યારે હું સહજ ક્ષોભભર્યું માત્ર હસેલી. પરંતુ પછી એક દિવસ એ બનાવે મારા ચિત્તમાં એવું ભાવસ્વરૂપ લીધું જાણે તમે મારું પાણિગ્રહણ કર્યું, જાણે મને પ્રેમથી ઊંચકી લીધી.

આમ, તમને જે કદાચ જરાય યાદ નહીં હોય તે બીના મારું આજીવન સંભારણું બની ગઈ છે - અનુરાગજી!

તમે બે - સવાબે વર્ષમાં જ શાળા છોડી બીજે ગયા જ્યાં પછી તમે પ્રિન્સિપાલ બન્યા એ જાણવા મળેલું. કોણ જાણે કેમ, તમારાં જવાની વાત સાંભળી ઘોર હતાશાનો એક શેરડો મને નખ-શિખ વીંધી ગયેલો! તમે આસ્તે આસ્તે મારા ચિત્તમાં કેવું અવિનાશી સ્થાન લઈ લીધું છે તે ત્યારે મને થોડું સમજાયેલું. થોડા સમયમાં હું મારા મનથી તમારી પરિણીતા બની ચૂકેલી. મારી આ અનુભૂતિનું હું સમજું, પામું તે પૂર્વે તો તેણે મારા અંતરને ઘેરી લીધેલું.

અજી, આજે ભલે હું આધુનિક મહિલા છું, અધ્યાપિકા છું પરંતુ અંતરસ્વામીનું નામ ન લેવાના મારા કોડ! લગ્ન ન થયાં હોય ત્યારે સૂક્ષ્મ પ્રણયનાતાનાં આત્મસંતોષ માટે એ જ માધ્યમને? એટલે મેં તમને 'અજી' કહેવાનું ત્યારે જ નક્કી કરી લીધેલું.

*

પછી ચારેક વર્ષે હું કૉલેજમાં હતી ત્યારે, તમારા લગ્નના સમાચાર અમને મળેલા. સમાચારની પ્રથમ પળે તો જાણે મારો પ્રાણ નીકળી ગયેલો! પછી હું ઠીક ઠીક હોવા છતાં આંખમાંથી જળપ્રવાહ અટકે જ નહીં! મારી મમ્મી એકાંત મળતાં કહે, 'કેમ બેટા રડે છે? જો ને તારું મોં સાવ ઊતરી ગયું છે! શું વાત છે બેટા?'

'કાંઈ નથી મમ્મી, એ તો અમસ્થું જ.'

'ના મંજરી, જે હોય તે સાચું કહે, મમ્મીથી કશું ન છુપાવજે.' પછી જરા અટકીને કશુંક યાદ કરતાં કહે, 'તમારા અનુરાગસરનાં લગ્ન થયાં તે સમાચારે તો તું હતાશ નથી થઈને?'

'ના...ના.... મમ્મી.... હા...આ...' ને મારી આંખનાં સરોવર છલકાયાં. હું મમ્મીના ખોળામાં મોં છુપાવી ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. મને ખોળામાં સુવાડી, થપથપાવી મમ્મીએ મને શાંત કરી. પછી મેં પૂછ્યું, 'મમ્મી, તને કેમ ખબર પડી?'

મમ્મી કહે, 'બેટા, તારું તો રૂંવાડું રૂંવાડું હું જાણું; મા છું ને તારી! ઉપરાંત સ્ત્રીનું મન સ્ત્રી જેટલું પામી શકે તેટલું બીજું કોઈ ન પામી શકે.' પછી જરા અટકી ભૂતકાળ સંભારતાં કહે, 'અનુરાગસર તમારે ત્યાં શિક્ષક તરીકે આવ્યા પછી તમે બંને એકબીજાં માટે થોડાં વિશિષ્ટ બનેલાં. તેઓ તારી હોંશિયારી - ચાલાકાથી ખુશ, તને તેમને માટે ખૂબ આદર. તું પછી તેમની વાતો અમને બહુ ઊલટથી કહેતી. વળી તેઓ શાળા છોડીને

ગયા ત્યારે તું થોડા દિવસ ગમગીન રહેલી, સાચું બેટા!'

'હા મમ્મી, પરંતુ તો પછી તેં મને ક્યારેય સ્પષ્ટ પૂછ્યું કેમ નહીં?' અવસર ગુમાવ્યાની વેદના સાથે મેં પૂછેલું.

'બેટા, મને થોડો ખ્યાલ તો આવે જ ને? પરંતુ મંજરી, તારી એ ઉંમરે શિક્ષકો માટે આદર-માન-મહત્તા હોવાં સહજ છે. પરંતુ તેને પ્રણય માની લેવામાં પણ જોખમ છે. એ કાચી વયે એવું પૂછવાથી તને અપમાન પણ લાગે તો વળી તને એ દિશામાં વળવા-ઢળવાનું એ નિમિત્તે પણ બની બેસે. આમ પૂછવા-જાણવા જતાં વાત વધારે ગૂંચવાય.' પછી ઠીક ઠીક ક્ષણો મૌન રહી કહે, 'ઉપરાંત બેટા, તેમની સાથે આ સંબંધે જોડાવાની આપણી લાયકાત નહીં. બેટા, તારા જેવી દેખાવડી, હોંશિયાર કન્યાને ગરીબીના ઓછાયા થકી 'ના' આવે ત્યારે એ ના જીરવવી આપણા સૌ માટે આકરી છે. પછી ખેંચાયેલા તારા મનને શોષાતું જોવું એ અમારે માટે મોટી સજા બની રહે.'

વળી જરા અટકીને કહે, 'બેટા, મંજરી! સાચું કહું? એક વાર મન કઠણ કરીને તું એમની ચાહનામાંથી નીકળી જા, તેમને સાવ ભૂલી જા.'

*

પણ.... અજી, એ સંભવિત પણ નહોતું અને જરૂરી પણ નહોતું.

પછી અજી, કહું? તમને હૃદયસ્થ કરી હું આગળ ભણી. એમ.એસ. ડબલ્યુ. કર્યું અને આપણા સાહેબની જ એ સંસ્થાની નવી કૉલેજમાં અધ્યાપિકા બની છું. મારા પપ્પા સિનિયર કલાર્ક બન્યા છે અને મમ્મી હજી સાહેબને ત્યાં જાય છે કારણ કે બંધાયેલો પારિવારિક નાતો સમાપ્ત કરવો એકેય પક્ષને પસંદ નથી. સંસ્થાના કેમ્પસમાં પૂરતી જગ્યા સુવિધાવાળું નવું નિવાસ બંધાવ્યું તે હવે 'આપણું' છે. તેમાંના મારા ખંડને હું આપણો અધ્યયન કમ શયનખંડ ગણું છું. તેમાં તમે કઈ રીતે 'સર્વવ્યાપી' છો તે કહું?

તેમાં છે તમારા માટે અધ્યયન ટેબલ, ઇઝી ચૅર! વાંચન-લેખનનાં સર્વ ઉપકરણો પણ ગોઠવાયેલાં છે. યાદ છે વર્ગમાં ઘણીવાર તમે સંદર્ભગ્રંથોનું મહત્ત્વ સમજાવતાં તેનાં નામો આપતા? તેમાંથી યાદ પસંદ કરી મેં ત્રણ-ચાર સંદર્ભગ્રંથો ત્યાં ગોઠવ્યા છે. ત્રણ ભાષાના કોશો, તમારી પસંદગીનાં થોડાં પ્રસિદ્ધ પુસ્તકો વગેરેથી એ ટેબલ પાસેની માળી સુસજ્જ છે.

દીવાલ, પડદા, સોફાકવર વગેરેના રંગો એટલે તમારા પ્રિય રંગો આછો વાદળી, લાઇટ ચટણી, એવો જ બદામી! પરંતુ ક્યાંય એકધારાપણું નહીં! તમને ક્યાંથી યાદ હોય? મારી માસીયાઈ બહેન ત્યારે બારમામાં ભણતી હતી, એક વાર કહે, 'મંજુ, આજે દેસાઈસરે કહ્યું કે, 'સાતત્ય એ વિશેષતા પણ છે અને મર્યાદા પણ. સાતત્યમાં વિવેક હોવો જોઈએ.' પછી તમે હસીને કહેલું - 'પ્રસિદ્ધ બ્રિટિશ રાજપુરુષ વિન્સ્ટન ચર્ચિલ કહેતા કે 'સાતત્ય એ તો ગધેડાનું લક્ષણ છે.'

મારી કાળજી તમે પામી ગયાં હશો, આપણા એ નિવાસમાં ગર્દભ ન પેસવો જોઈએ.

સવારે ખંડ સાફ થાય પછી તમારા ટેબલ પર ફૂલદાની-ધૂપદાની ગોઠવવાની. સ્નાન કર્યા પછી તમારા ટેબલ સામે આંખો બંધ કરી ઊભી રહું, પ્રભુને પ્રાર્થું : 'મારા અનુરાગજીને સપરિવાર ક્ષેમ-કુશળ રાખજો, તમારી અંતરછબિને હૈયા સરસી ચાંપું. કપાલ - સેંથીને સધવા કરું.'

થોડાં આભૂષણો છે, તમે સૂચવતા હો તેમ મનોમન સંવાદ કરી પહેર્યા કરું. ખંડમાં ક્યારેક તમે કશુંક કહેતા હો, ગમ્મત કરતા હો, પૂછતા હો, સૂચવતા હો તેવા ભણકારા વાગે છે, આ સર્વ દ્વારા જાણે મારું અંતઃસ્ત્રવા દામ્પત્ય સભર બને છે.

અજી, તમારી ભાવતી વાનગીઓ પણ થોડી મને યાદ છે. વચ્ચે વચ્ચે તે બનાવી તમારા જ ટેબલ પર બેસી ટી.વી. જોતી જોતી જમું છું. થાળી તૈયાર કરતી હોઉં ત્યાં જ મમ્મી સમજી જઈ ફિક્કું હસતાં કહે છે, 'આજે તારા વર સાથે જમવાની છો ને?' તે વ્યથિત થાય પરંતુ મારી પ્રસન્નતા જોઈ સ્વસ્થ હસી લે.

અજી, મારી મમ્મી મારી આ ગૃહસ્થીથી સંપૂર્ણ વાકેફ છે. તેની આંખો ભીની થઈ જાય છે પરંતુ આ અંગે ભાગ્યે જ કશું બોલે છે. હા, આંખો બંધ કરી ક્યારેક એવી મુદ્રા રચે છે જાણે પ્રભુને કશુંક પ્રાર્થતી ન હોય! હા, બીજા કોઈને બહુ સવાલ થાય તો તેનાથી હું વિચલિત નથી થતી, કારણ કે લૌકિક અર્થમાં તમે મારા હો કે ન હો, હું અવિચળ તમારી છું.

તમે જાણતા જ હશો કે હમણાં 'સિંગલ પેરેન્ટ્સ'નો જમાનો શરૂ થયો છે. હવે કોઈ અપરિણીત મહિલા માતૃત્વ મેળવે તો તેને કાનૂની માન્યતા મળે છે. નજીકના ભવિષ્યમાં કોઈ પુરુષ પણ 'સિંગલ પેરેન્ટ્સ' બને તો નવાઈ નહીં! સૂક્ષ્મ અર્થમાં જોઈએ તો મીરાંબાઈ પણ આવાં 'સિંગલ પરિણીતા' જ કહેવાય ને? આ વિચાર મારા મનમાં આવ્યો અને હું નાચી ઊઠી! થોડા દિવસોમાં જ મેં મને 'સિંગલ ગૃહિણી'નું બિરુદ આપી દીધું.

તમારા સ્વભાવ પ્રમાણે તમે કહેવાના કે મારી આ ઓળખમાં ભાષાનો ખીચડો છે. પરંતુ મને એમ ઉતારી પાડવાની નથી. મને તેમાં કેવળ ભાષાનો નહીં, બે સંસ્કૃતિનો, બે જીવનવિચારધારાનો પણ સુભગ સમન્વય લાગે છે.

આ પત્રની જ વાત લ્યોને! પરંપરા, વ્યવહાર, રૂઢિ, સામાજિકતા વગેરેના રક્ષકો આવા પત્રનાં છોતરાં જ ઊડાડવાના! પરંતુ શું એ બધાં કોચલાંને કોઈ નારી તોડી ન શકે? તેને પોતાના નિષ્કામ, નિર્મળ પ્રેમની અભિવ્યક્તિનું સ્વાતંત્ર્ય નહીં? મને મારો અનુરાગ પ્રગટ કરવો ગમતો હોય, મારે માટે તે જીવનનું અમૃત હોય તો તેના પ્રાગટ્યમાં હું કોઈ અનૌચિત્ય નથી જોતી. મને તેમાં મારા પ્રેમની સચ્ચાઈ અને સાર્થકતા પ્રતીત થાય છે. તેમાં કોઈ બદઈરાદાનું કે રૂઢિભંજકતાનું હેત્વારોપણ કરે તો મારે તે સાથે કોઈ નિસ્બત નથી. તમે આ ભવે મારા હો કે ન હો, હું તો તમારી જ છું એ ભાવ તમ સુધી પહોંચાડવામાં મારી જીવંતતા, ધન્યતા, ધરપત, હિમ્મત છુપાયેલાં છે તે મારી સિવાય કોઈ જાણતું હોય?

વરસતી આંખે આટલું લખવાનો, અજી, શું મારો અધિકાર નથી? આ જો મારા જીવનનું અમૃત હોય તો તે મેળવવા-જાળવવાનો મને પૂરો હક્ક છે, એ હક્ક હું જરૂર પડતાં નિઃસંકોચ જણાવવાની.

તો વિરમું? લિ. તમારી

સિંગલ ગૃહિણી

વહાલી બહેન મંજરી,

સ્નેહયાદ....

તારા હૃદયસ્વામી એવા 'અજી'ની સગુણ પરિણીતાનો આ પત્ર જોઈ તને પારાવાર નવાઈ લાગશે. પરંતુ બહેન, જેમ તું તેમ હું મારા મનોભાવો પ્રગટ કરવા માટે સ્વતંત્ર નહીં? અને તે પણ માત્ર લગ્નગ્રંથિથી બંધાયેલી છું માટે?

તારો પત્ર અનુરાગે જ મને વાંચવા આપેલો. આ જવાબ પણ તેમની મંજૂરી ઇચ્છા પછી જ લખું છું. અન્ય કોઈ મુદ્દે તો ખબર નથી પરંતુ આવા મુદ્દે અમે પરસ્પર સંપૂર્ણ ખુલ્લાં મનવાળાં છીએ.

તારો પત્ર વાંચી મેં હસતી આંખોએ તેમનો પ્રતિભાવ પૂછ્યો તો કહે છે, 'ત્યારે મંજરીના કુમળા મનમાં આવા ભાવ જાગશે તેવું ધાર્યું નહોતું, નહીંતર...'

'શું નહીંતર...?'

'નહીંતર આપણા મંગળફેરા કદાચ જન્મ ન લેત!' મારી સામે નજર માંડીને બોલેલા. પછી કહું 'તે શાળા છોડ્યા પછી કેવળ મંજરી જ મારા મનપડદે અચલ હતી.'

'તો પછી પ્રગટ કેમ ન થયા?'

'ત્યારે સ્થળ, સમય, વય, સંબંધો વગેરે અનેક બાબતે પ્રગટ થવું અનુચિત હતું. વળી નવા નાના શિક્ષક તરીકે આવું તો મારે હરગીજ ન કરાય તેવો મનમાં બંધાયેલો ખ્યાલ, વિભુ! મારું નામ વિભાવરી, તેઓ મને 'વિભુ' કહે છે.

મંજરી, નાની બહેન, (મોટી બહેન થવાનો હક્ક મેં નક્કી જ કરી નાખ્યો છે. હવે તેમાં પ્રશ્ન વિરોધને અવકાશ નથી) અમે ચાહીને પરણ્યાં છીએ. હજી ચાહીએ છીએ, પરંતુ મને લાગે છે કે, એક સ્ત્રી તરીકે તારી ચાહનામાં અને મારી ચાહનામાં ખાસ્સું અંતર છે. અનુરાગ ક્યારેક કહે છે, 'વિભુ, આપણે ચાહીએ છીએ પરંતુ પરસ્પરમાં ઓગળ્યાં નથી. હા, તેમાં તું એકલી જવાબદાર નથી.' તેમણે આવું સ્પષ્ટ ભાગ્યે જ કહ્યું છે પરંતુ મને લાગ્યું છે કે તેમની અપેક્ષાઓ હું પૂર્ણ નથી કરી શકી. મારો 'હું' કાયમ જાણે વચ્ચે આવ્યા કરે છે. કોઈકે સરસ કહ્યું છે કે પ્રિયતમ-પ્રિયતમા લગ્ન પૂર્વે એકબીજાંનો વિચાર કરે છે અને લગ્ન પછી પોતપોતાનો.

અનુરાગ એકવાર માર્મિક રીતે કહેતા હતા, 'લોહીના સંબંધોમાં કે દામ્પત્યમાં અધિકારભાવ કર્તવ્યભાવમાં, જીવનધર્મભાવમાં પીગળી જવો જોઈએ. આપણે બંધારણીય સ્વાતંત્ર્યને અને પારિવારિક સ્વાતંત્રને એક જ ત્રાજવે તોળીએ છીએ, જે યોગ્ય નથી. મને તેમની આ વાતો સુફિયાણી લાગેલી. તેમના આ વિચારોમાં મને આપણો પુરુષપ્રધાન સમાજ દેખાયો હશે? ખેર!

બહેન, મારાં એક માસી છે - બધી રીતે અમારી બહુ નજીક, સારાં ગૃહિણી, વ્યવહાર કુશળ અને થોડામાં ઘણું પામી જનારાં. અમારો સંસાર જોઈ કહે છે 'વિભા, ગૃહ એક રાષ્ટ્ર છે. પુરુષ તેમાં વડાપ્રધાન છે જેના હાથમાં વિદેશખાતું, નાણાંખાતું, સંરક્ષણખાતું વગેરે પણ હોય છે. સ્ત્રીએ ગૃહપ્રધાનની જવાબદારી નિભાવવાની હોય છે. ભલે આવા રાષ્ટ્રમાં બે જ પ્રધાન હોય, પરંતુ પ્રધાનમંડળની બેઠકમાં વડાપ્રધાન જ ચૅરમેન હોય. બંનેનો 'હું' ટકરાય ત્યારે ગૃહપ્રધાને તેને ઓગાળવાનો જ રહ્યો. ગૃહનું કલ્યાણ તેમાં છે. દામ્પત્યમાં સ્ત્રી જેટલું વધુ આપે છે તેટલું વધુ મેળવે છે.'

**(અનુસંધાન પૃ. ૩૩ પર)**

મધ્યકાલીન કવયિત્રી

# અનારનાં ફૂલો શી નાર - દયાબાઈ

ડૉ. કાલિન્દી પરીખ

સંત ચરણદાસે તેમના સંપ્રદાયમાં મહિલાઓને પણ સમાવી હતી. તેમની શિષ્યાઓમાં સહજોબાઈ અને દયાબાઈ અગ્રણી શિષ્યાઓ હતી. દયાબાઈનો જન્મ ડેરા (મેવાત)માં થયો હતો. સંત ચરણદાસ પણ અહીં જ જન્મ્યા હોવાથી ગુરુ શિષ્યાની જન્મભૂમિ એક જ હતી. દયાબાઈએ તેમના ગુરુની અનન્ય સેવા કરી હતી. તેમને મન ચરણદાસ સર્વ હતા. સર્વ સુખોના ધામ અને બ્રહ્મરૂપ હતા.

*તાપ હરન, સબ સુખ કરન, દયા કરત પરનામ ।*
*ચરનદાસ ગુરુદેવ હું બ્રહ્મરૂપ સુખધામ ॥*

તો સાધુસંગનો મહિમા ગાતા કહે છે :

*સાધુસંગ મહિમા અધિક, ગાવત શેષ મહેશ ।*
*યે જગમેં દાતા બડે, દેત દાન ઉપદેશ ॥*
*સાધૂ સિંહ સમાન હૈ ગરજત અનુભવ જ્ઞાન ।*
*કરમ ભરમ સબ ભજિ ગયે દયા હરયો અજ્ઞાન ॥*

સાધુ તો સિંહ સમાન છે. તેની વાણીમાં અનુભવનું જ્ઞાન ગર્જતું હોય છે.

દયાબાઈએ મેવાતીભાષા (જે વ્રજભાષાને મળતી આવે છે)માં ઘણી રચનાઓ કરી છે. તેઓ સહજોબાઈની જેમ પિંગળ સાહિત્યના શ્રેષ્ઠ કવયિત્રી હતાં. તેમની રચનાઓ 'દયાબોધ' તરીકે પ્રસિદ્ધ છે. અન્ય બીજો એક ગ્રંથ 'વિનયમાલિકા' પણ છે. જોકે ચરણદાસના અન્ય અનુયાયી દયાદાસે તેની રચના કરી હોવાનું પણ માનવામાં આવે છે.

*વિનય - દોહા*

*કિહિ વિધ રીઝત હૌ પ્રભુ, કા કહિ ટેરું નાથ ।*
*મેહર લહર જળ હી કરૌ, તબ હીં હોઉં સનાથ ॥*
*કર્મ ફાંસ છૂટૈ નાહીં, શકિત ભયો બલ મોર ।*
*અબકી બાર ઉબારિ લો, ઠાકુર બન્દી છોર ॥*

દયાબાઈ કહે છે - 'હે પ્રભુ તમને કઈ રીતે રિઝવું? હું તો કશું જાણતી નથી. કર્મનો ફાંસો છૂટતો નથી. મારા પોતાના બળથી તો હું થાકી ગઈ છું. હવે તો તમે જ મને ઉગારી લો. આ દાસીનો તમારા વિના બીજો કોઈ આશ્રય નથી. અન્ય બીજું કોઈ સ્થાન નથી. આપની કૃપાની લહેર થાય તો હું સનાથ થઈ જાઉં.

*જનમ જનમકે બીછુરે હરિ અબ રહ્યો ન જાય ।*
*ક્યોં મન કૂ દુઃખ દેત હો, બિરહ તપાય તપાય ॥*

'હે પ્રભુ! હું જનમોજનમથી તમારાથી વિખૂટી પડી ગઈ છું. આ વિરહ મને કાયમ તડપાવ્યા કરે છે. આપ અંતરમાં આવી જાઓ અને બહાર પણ મને આપનાં ચરણોમાં રાખો જેથી હું અંદર બહાર આપના દર્શન કરી શકું.

ભવજલ નહી ભયાવની, કિસ વિધ ઉતરુ પાર!
સાહિલ મેરી અરજ હૈં, સુનિએ બારંબાર ॥
તુમ ઠાકુર ત્રૈલોકપતિ, યે ઠગ બસ કરિ દેહુ ।
દયાદાસ આધીન કી, યહ બિનતી સુનિ લેહુ ॥

આ ભવજળ રૂપી નદી ભયંકર છે. હું તેને કઈ રીતે પાર કરું? હે સાહેબ! મારી આપને અરજ છે. હું વારંવાર વિનંતી કરું છું. આ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ બધા ઠગો છે. હે ઠાકુર, ત્રિલોકપતિ, આપની કૃપા વિના આ બધાને જીતવા દુષ્કર છે.

*કત્થઈ પ્રાંત હૈ જહા મૈં હૂં*
*સાંવલી રાત હૈ જહાં મૈં હૂં*
*ધૂપ કે પાંવ ડગમગાતે હૈ*
*સિર્ફ બરસાત હૈ જહાં મૈં હૂં*
*હર મહકદાર ફૂલ કેદી હૈ*
*મુક્ત ઈસ્પાત હૈ જહાં મૈં હૂં*
*દર્પણો સે નજર ચુરાતે સબ*
*જૂઠ હર બાત હૈ જહાં મૈં હૂં*

જીવની દશા એવી છે, જ્યાં જૂઠ છે ત્યાં તેને સત્યનો આભાસ થાય છે. વ્યર્થ સાર્થક લાગે છે. જ્યાં કમળ ખીલતાં હતાં ત્યાં કાદવકીચડ સિવાય કાંઈ નથી. સતત અંધારામાં રહેવાથી અંધકારને જ ઉજાસ માની લેવામાં આવે છે. મનુષ્ય માત્રનો એ સ્વભાવ છે કે તેને જીવવા માટે કોઈ આધાર જોઈએ છે. તે પછી ભલેને ભ્રમ કે છલના કેમ ન હોય! રાતને દિવસ કહેવાથી તે દિવસ નથી થઈ જતો પણ તેનાથી તેને રાહત મળી જાય છે. રણમાં મૃગજળને જળ માની દોડતા હરણ જેવી સ્થિતિ છે. મનુષ્ય ભ્રમણાની રમણામાં દોડ્યા કરે છે. જૂઠને - મિથ્યાને સત્ય માની લે છે. તેની આ આદત જ અંધકારને પ્રકાશ માની લે છે. મનુષ્યનો અહંકાર તેની હાર સ્વીકારવા તૈયાર નથી. પણ દયાબાઈ જેવી ભક્ત તો હારીને કહે છે.

*નહિ સંજમ નહિ સાધના, નહિ તીરથ વ્રત દાન ।*
*માત ભરોસે રહત હૈ, જ્યાં બાલક નાદાન ॥*

કોઈ તીર્થ, વ્રત કે દાનરૂપી સાધનાને નથી જાણતી. જેમ નાદાન બાળક તેની માતાના ભરોસે હોય છે. તેમ તારા ભરોસે છું. સૂરદાસ જેમ કહે છે - દઢ ઈન ચરનન કેરો ભરોસો.

હરિ-ગુરુ સંતનાં ચરણોનો દઢ આશ્રય, એ જ તેમની સાધના કહો તો સાધના અને ભક્તિ કહો તો ભક્તિ. દયાબાઈ તો કહે છે. હું તો તારું નામ પણ જાણતી નથી કયા નામે તને બોલાવું ? અને હા, ક્યાં આવીને તને મળું? તારું સરનામું તો બતાવી દે.

*દયાદાસ કે દગન તેં પલ ન ટરો વ્રજચંદ ।*
*તુમ હી સૂં ટેકા લાગૌ, જૈસે ચંદ્રચકોર ।*
*અબ કાસૂં ઝંખા કરૌ, મોહન નંદકિશોર ।*

ભક્તને કશું જ નથી જોઈતું. નરકમાં ભલે હોઉં પણ હે નાથ ! તમારું સ્મરણ રહે. મારી પ્રાર્થનાનો તાર તારી સાથે જોડાયેલો રહે. હે પ્રભુ! જેમ ચંદ્રને ચકોર તેમ તમે મારા મોહન, નંદકિશોર. દીનભાવથી સમર્પણના - પ્રપતિના ભાવથી દયાબાઈ કહે છે. હે નાથ! હું તમારી સિવાય કોઈને જાણતી નથી. દીન થઈને ખોળો પાથરું છું. ભિક્ષા માગું છું. તમારી કૃપાની ભિક્ષા માગું છું. તમારાં ચરણો એ જ મારું આશ્રય સ્થાન છે. મને પ્રભુ છોડી ન દશો. નહીં તો હું તમારી સાથે ઝઘડો કરીશ. ભક્ત ભગવાનની સાથે ઝઘડો પણ કરે. જ્યાં પ્રેમ હોય ત્યાં ઝઘડવાનું પણ હોય.

*સીસ નવં તો તુમહિ, તુમહીં સૂં ભાખું દીના*
*જો ઝગરું તો તુમ હિ સૂં, તુમ ચરનન આધીન ॥*

ઘડીમાં પ્રભુને રિઝવતી ઘડીમાં ઝઘડતી દયાબાઈ પ્રેમદીવાની હતી.

*દયા દયા કરિ દેત હૈં, શ્રી હરિદર્શન સોય ।*
*પ્રેમ પુંજ પ્રગટે જહાં, તહાં પ્રગટ હરિ હોય ॥*
*જ્યાં પ્રેમનો પુંજ પ્રગટે ત્યાં હરિ પ્રગટે.*
*તાતેં તેરે નામકી, મહિમા અપરંપાર ।*
*જૈસે કિનકા અનલકો, સઘન બનૌ હે જાર ॥*

જેમ એક ચિનગારી જંગલને બાળી નાખે છે. એમ તારા નામની ચિનગારી મારા અંધકારને બાળી નાખે છે.

દયાની વાણી જીવનમાં પ્યાસ જગાવે છે. પાગલપન વિના પરમાત્મા નથી મળતો. અહંકારના અંધકારને પ્રેમની ચિનગારી બાળી શકે. અહંકાર છૂટે તો તે સર્વત્ર દેખાશે. હું - તું ના કોઈ ભેદ નહીં રહે. અભેદ રચાશે. દયાબાઈ પ્રેમ ભક્તિની સાથે સાથે જ્ઞાન અને વૈરાગ્યની વાણી પણ વદ્યા છે. જુઓ તેમની આત્મજ્ઞાન અંગેની આ ચોપાઈ :

*જ્ઞાનરૂપ કો ભયો પ્રકાશ । ભયો અવિદ્યા તમકો નાસ ॥*
*સૂઝ પરયો નિજરૂપ અભેદ । સહજૈ મિટ્યો જીવકો ખેદ ॥*
*જીવ બ્રહ્મ અન્તર નહિ કોય । એકૈ રૂપ સર્વ ઘર હોય ॥*
*જગત વિવર્ત સૂ ન્યારા જાત । પરમ અદ્વૈત રૂપ નિર્વાન ॥*

જન્મે તે વૈશ્ય જાતિની હોવા છતાં ય સાચા અર્થમાં બ્રાહ્મણ હતી. બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ. સર્વમાં બ્રહ્મનું દર્શન કરનારી અદ્વૈતરૂપ પરખનારી તે બ્રહ્મવાદિની હતી. તેની ભક્તિમાં વૈરાગ્યની પ્રધાનતા હતી. જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની ત્રિવેણી રચતી દયાબાઈ ભવજળની ભયંકર નદીને પાર કરી ગયાં. મેવાતીભાષાની તેને આદ્ય કવયિત્રી માનવામાં આવે છે. □

**અનુસંધાન] સિંગલ ગૃહિણી [પૃ. ૩૧ થી**

આ બધી વાતોનો સાર એ કે ગમે તે કારણે પણ હું પૂરી તેમનામાં તેમના માટેના પ્રેમમાં ઓગળી શકી નથી. અરે! હું અમારી બંને પુત્રીઓમાં જેટલી ઓગળી છું તેટલી પણ પતિમાં નથી ઓગળી! તેઓ ફરિયાદ નથી કરતા પણ આ વાત પામી ગયા લાગે છે! તેઓ ખુલ્લા છે, મારી ખૂબ કાળજી લે છે, ઘરની અગણિત જવાબદારીઓ ઉપાડે છે, પરંતુ તે બધું જ પ્રેમ થકી નહીં, ગૃહસ્થની, પતિની શિસ્તરૂપે.

આ બધું હું તને શા માટે લખું છું? અને તે પણ તારા પત્ર પછી દોઢ-બે મહિને? તને આવા પ્રશ્ન થશે. હું પણ ક્યાં તને કાંઈ લખવાની હતી? પરંતુ સંજોગો અચાનક અને ઝડપથી બદલાયા!

મને હમણાં જ ગળાના કેન્સરનું નિદાન થયું. મને તારો પત્ર યાદ આવ્યો. નવા સંજોગો તારા પ્રેમના પ્રતાપે જ છે તેમ મને લાગ્યું. તું પતિમાં ઓગળી શકે નહીં, ઓગળી ગઈ છે તેમ મને લાગ્યું. સારવાર માટે નકામી મહેનત ન કરવા, મને શાંતિથી વિદાય આપવા હું અનુરાગને સમજાવી શકી, સારવાર અમે પ્રસન્નતાથી અટકાવી.

મેં એક સાંજે અનુરાગને કહ્યું, 'હું તમને અનુરાગ અને આપણી બંને પુત્રીઓને મંજરીને સોંપવા માગું છું.'

મંજરી, બહેન, મને અલવિદા કહેવા એકવાર આવી જઈશ? તો મનની પીડાથી પણ મુક્ત થઈને જઈશ. અમારી પુત્રીઓ તને માસી તરીકે હવે ઓળખે છે, બહુ થોડા સમયમાં તું તેની મમ્મી બની જઈશ એમ મારું અંતઃકરણ કહે છે, તો?

તો, એકવાર વૈકુંઠના ન્યાયમંદિરમાં રજૂ કરવાના 'પાવર ઑફ એટર્ની'માં સહી કરવા આવી જઈશ? □

# જૈન કથાસાગર

**કીર્તિદા શાહ**

## 10. કેસરિયા લાડુ

**પુ**ષ્કર નામના સાધુમુનિનો 'જૈન કથાઓ' નામનો એક કથાસંગ્રહ છે. 'કેસરિયા લાડુ' આ સંગ્રહમાંથી લીધેલી આ કથા છે.

સુવ્રતનો જન્મ એક ધનવાન કુટુંબમાં થયો હતો. તે સુખ અને સમૃદ્ધિમાં આળોટતો હતો. તેના ઘરમાં જુદાજુદા પ્રસંગે વિવિધ પ્રકારની વાનગીઓ બનતી. તેમાં સુવ્રતને કેસરિયા લાડુ ખૂબ વહાલા હતા. તેની ઇચ્છા થતી ત્યારે લાડુ તૈયાર થઈ જતા.

સુવ્રત યુવાન થયો. તેના મનમાં પ્રશ્ન ઊઠ્યો કે આંતરિક શાન્તિ કઈ રીતે મળે? સદ્ભાગ્યે તે વખતે આચાર્ય શુભંકર નામના મુનિનું એના ગામમાં આગમન થયું. સુવ્રત ખુશ થયો. ભૌતિક પદાર્થો પ્રત્યેની એની આસક્તિ પૂરી થઈ ગઈ. તેના મનમાં વૈરાગ્યના અંકુર ફૂટવા માંડ્યા. આથી સુવ્રત અઢાર વર્ષની યુવાન વયે આચાર્યનાં ચરણોમાં શ્રમણ થયો. મુનિ સુવ્રત હવે સ્વાધ્યાય અને ચિંતનમાં રહેવા લાગ્યા. તેમના જીવનમાં અનેક સદ્ગુણો ખીલી ઊઠ્યા. બહુ ઓછા સમયમાં તેમણે આગમ સાહિત્યનો અભ્યાસ કરી લીધો. આવા પ્રતિભાશાળી શિષ્યથી ગુરુ ખૂબ પ્રસન્ન થયા.

આચાર્ય શુભંકર શિષ્યસમુદાય સાથે વિહાર કરતાં કરતાં એકવાર રાજગૃહ આવ્યા. તે નગરમાં હજારો જૈન પરિવાર રહેતા હતા. તે બધા અત્યંત સમૃદ્ધ હતા. ત્યાંના લોકો પોતાના કામ ધંધામાં એટલા વ્યસ્ત હતા કે આચાર્યના સ્વાગત માટે તેઓ પહોંચી શક્યા નહીં. આચાર્ય વગેરેએ વિચાર કર્યો કે રાજગૃહના નાગરિકો આટલા બધા સુસ્ત કેમ હશે? એ વખતે શ્રાવક સમુદાય ઉપસ્થિત થયો અને વંદન કરીને નિવેદન કર્યું કે ગુરુદેવ આજે રાજગૃહમાં મોદકોત્સવ છે. બધાં ઘરોમાં મોદક (લાડુ) બને છે. લાડુની તૈયારીમાં રહેવાને લીધે લોકો આપના સ્વાગતમાં હાજર ન રહી શક્યા તેથી અમને ઘણું દુઃખ થયું છે. એક મુનિએ, 'લાડુ કઈ ચીજમાંથી બને છે?' એમ પૂછતા શ્રાવકોએ ઉત્તર આપ્યો : 'જેની જેવી સ્થિતિ હોય એવા લાડુ બનાવે છે. જેની આર્થિક સ્થિતિ સારી હોય તેઓ કેસરિયા લાડુ બનાવે છે જે સર્વ શ્રેષ્ઠ ગણાય છે. તે બનાવવામાં ખર્ચ પણ વધારે થાય છે.' કેસરિયા લાડુનું નામ સાંભળી મુનિ સુવ્રતના મોંમાં પાણી આવ્યું. ગૃહસ્થાશ્રમમાં તે લાડુ તેમને બહુ પ્રિય હતા. તેમની ઇચ્છા જાગી ઊઠી. તેઓ તે લાડુ મેળવવા આતુર થઈ ગયા. આચાર્ય સહિત બધા મુનિઓએ વિચાર્યું કે આજે ઘેર ઘેર લાડુ છે. લાડુનું ભોજન આળસ ચડાવે એવું હોય છે. આ પ્રકારનું ભોજન સ્વાધ્યાયમાં આળસ ચડાવે એવું હોય છે તેથી આજે ઉપવાસ કરી લઈએ. મુનિ સુવ્રત સિવાયના બધા સાધુઓએ ઉપવાસ કર્યો. વિચાર્યું કે હું એકલો જ આજે ભોજન કરનારો હોઈ કેસરિયા લાડુ લાવીશ અને મન ભરીને ખાઈશ. આજે ભિક્ષા માટે હું પોતે જ જઈશ. કારણ કે બીજા મુનિ જાય તો એ પર્યાપ્ત ભોજન લાવે કે ન પણ લાવે. તેણે આચાર્ય દેવ પાસે જઈ નિવેદન કર્યું :

'ગુરુદેવ આજે બધા મુનિઓ ઉપવાસી છે, હું એકલો ભોજન કરનારો છું. તેથી જો આપ આજ્ઞા આપો તો હું સ્વયં ભિક્ષા લેવા જાઉં.' આચાર્યશ્રીની અનુજ્ઞા લઈને તે ભિક્ષા લેવા ગયા. કેસરિયા લાડુ પ્રાપ્ત થશે એ આશાએ તેમણે ઝડપથી ડગલાં માંડ્યા. ધરતી ધગધગી રહી હતી. મુનિના પગમાં મોટા મોટા ફોલ્લા પડી ગયા. તરસથી ગળું સુકાવા લાગ્યું છતાં કોઈ જાતની પરવા કર્યા વિના તેઓ એક ઘેરથી બીજા ઘેર ભટકવા લાગ્યા.

જે ઘરમાં તેઓ જતા તે ઘરના શ્રાવક-શ્રાવિકા મુનિને જોઈ આનંદિત થઈ જતાં. પોતાના ભાગ્યની પ્રશંસા કરતા શ્રાવક શ્રાવિકાઓ લાડુ લેવા વિનંતી કરતાં હતા. પરંતુ કેસરિયા લાડુ ન જોતા મુનિ કંઈ પણ લેવાની ના પાડતા અને પાછા ફરી જતા. કેટલાક ઘરોમાં લાડુ હોવા છતાં કબાટ વગેરેમાં બંધ હોવાથી સાધુ માટે વર્જ્ય હોવાથી તેઓ લઈ શકતા નહીં. રાજગૃહનું એકેએક ઘર મુનિએ જોઈ લીધું પણ એમની ઇચ્છા પૂરી ન થઈ. મુનિનું માનસિક સંતુલન તૂટી ગયું. તેઓ ગાંડાની જેમ ભમવા લાગ્યા. તેમણે કઈ ખાધુંપીધું નહીં. કેસરિયા લાડુ સિવાય એમને બીજું કંઈ દેખાતું નહોતું. મુનિ બધાયનાં ઘરમાં પ્રવેશવા લાગ્યા. બહેનો લાડુ લઈ જવા પ્રાર્થના કરતી. મુનિ પ્રશ્ન કરતા 'શું કેસરિયા લાડુ છે? બહેનો સંકોચાઈને જવાબ આપતી, 'ના, મુનિ દાળના સાદા લાડુ છે.' મુનિ ત્યાંથી ચાલી નીકળતા. કેસરિયા લાડુનું રટણ કરતા તેઓ આમતેમ ફરવા લાગ્યા. મુનિને ગાંડા માનીને છોકરાઓ એકઠા થઈ ગયા. તેઓ મુનિને પથ્થર મારવા લાગ્યા.

સંધ્યા થઈ ગઈ હતી. ધીરે ધીરે રાત ઢળવા લાગી. મુનિ આસક્તિમાં ફસાયા. હરિજન વગેરેની ગલીમાં પણ ભટક્યા પછી મુનિ શહેર તરફ વળ્યા. તેઓ શહેરની ગલીઓમાં ભટકતા ભટકતા 'કેસરિયા લાડુ' એમ બોલતા હતા. શ્રાવક જિનભદ્રને આ શબ્દો પરિચિત લાગ્યા. તેમણે બારીમાંથી જોયું તો મુનિ દેખાયા. વિચાર્યું કે આ મુનિ તો દિવસે પણ ભિક્ષા લેવા આવેલા પણ કેસરિયા લાડુ એ વખતે સંચિત વસ્તુ પર રાખેલા હોવાથી આહારદાનનો મને લાભ ના મળ્યો. શ્રાવકે વિચાર્યું કે મુનિજીને સાધનાના યોગ્ય માર્ગે લઈ જવા જોઈએ.

શ્રાવક જિનભદ્રે ઘરનાં બારણાં ખોલી મુનિને આવકાર્યા અને કહ્યું 'મુનિવર, પધારો આપના ચરણસ્પર્શથી આ ઝૂંપડીને પાવન કરો. આજે મોદકોત્સવને દિવસે આપનું શુભાગમન થયું છે. આહાર ગ્રહણ કરો.'

મુનિના મનમાં ધૂન હતી. તેમણે પૂછ્યું 'શું કેસરિયા લાડુ છે?

જિનભદ્રે 'હા' કહ્યું.

મુનિએ અનેક વાસણમાં કેસરિયા લાડુ પડેલા જોયા. તે જોઈ મુનિના મનમાં શાન્તિ થઈ. મુનિએ મોટું પાત્ર કાઢ્યું. શ્રાવકે ઉદારભાવે આખુંય પાત્ર ભરી દીધું. કેસરિયા લાડુ જોઈ મુનિ ખુશ થઈ ગયા. ઘરની બહાર નીકળતા શ્રાવકે 'કેટલો સમય થયો છે?' એમ પૂછ્યું. મુનિએ આકાશ તરફ ઊંચે જોયું તો તારાઓથી ચમકતી રાત હતી. મુનિના પગ નીચેથી જમીન સરકવા માંડી. તેમણે વિચાર્યું કે અડધી રાત થઈ ગઈ. હું કેવી રીતે આવી ચડ્યો. શ્રમણ માટે રાત્રે ભિક્ષા લેવી તે મનાઈ છે. તેમનું ગળું રુંધાઈ ગયું. શરીર કંપવા લાગ્યું. શ્રાવકને લાગ્યું કે ગાડી હવે પાટા પર આવી ગઈ છે. તેણે કહ્યું. 'ગુરુદેવ, ગભરાશો નહીં. તમે જાણીને તો આવું કર્યું નથી. ભૂલ થવી સ્વાભાવિક છે. તેનું પ્રાયશ્ચિત કરી શકાય છે. તમે જરા પણ ચિંતા ન કરો. જો તમારી ઇચ્છા હોય તો રાતભર મારા ઉપાસનાગૃહમાં બિરાજો. હું આપના ચરણોમાં જ છું. સવારમાં આપને આચાર્યદેવના ચરણોમાં દઈશ. જો અત્યારે પણ ગુરુનાં ચરણોમાં જવા ઇચ્છતા હોવ તો એવી વ્યવસ્થા પણ થઈ શકે. પરંતુ મારી ઇચ્છા એવી છે કે તમે આખી રાત અહીં જ રોકાવ.' મુનિએ પણ એને યોગ્ય માની પાત્રો એક બાજુ મૂકી જિનભદ્રના ઉપાસના ગૃહમાં ધ્યાનસ્થ થઈ ગયા. તેઓ આત્મચિંતનમાં ડૂબી ગયા. તેમણે મનમાં વિચાર્યું કે આત્મતત્ત્વના દર્શન માટે સગાસંબંધીઓ અને અન્ય ચીજવસ્તુઓ ત્યાગ કર્યો પરંતુ એક નાનકડી ચીજ માટે વ્યથિત થઈ ગયો. આમ ચિંતન કરતાં કરતાં તેઓ આત્મવિકાસના શિખર પર પહોંચી ગયા. સૂર્યોદય થતા જ મુનિ સુવ્રતના અંતરમાં કેવળજ્ઞાન કેવળદર્શન ઝગમગી ઊઠ્યું.

શ્રાવક જિનભદ્રે આચાર્યદેવને કહ્યું : 'આપના શિષ્ય મુનિ સુવ્રતને કેવળજ્ઞાન થઈ ગયું છે.' તેઓ મુનિ સુવ્રતના સ્વાગત માટે હાજર થયા. પેલી તરફ મુનિ સુવ્રત પણ આવ્યા. □

## 'પ્રતિ ચન્દ્રકાન્ત' - 15

### ચન્દ્રકાન્ત ટોપીવાળા

*વીસમી સદીના સાતમા દાયકા સુધીના આધુનિકતાવાદી મિજાજમાં ઈશ્વરની સત્તાને નકારતો અને અનેક સાહચર્યોમાંથી પસાર થતો લાભશંકરનો અ-તાર્કિક અવાજ આ પત્રમાં રજૂ થયો છે. છતાં સમગ્ર પત્રમાંથી મનુષ્યજાતની કરુણ નિયતિનું ચિત્ર અંગ્રેજી મિશ્રિત ગદ્ય કોલાજમાં પ્રગટ થયું છે. આ ટૂંકા પત્ર પર લાભશંકરી ય મિજાજની સહી છે.* **ચં.ટો.**

પ્રિય ચન્દ્રકાન્ત અને શાલિનીબેન,

આશા શબ્દની સાપેક્ષતામાં અટવાતી નિર્દય નાગચૂડમાં મારી મતિ ગતિહીન ગવાક્ષોમાં પદ્ધતિસર પરિપ્રેક્ષ્ય પિકચાઇઝ કરી પસંદગીના પાનને કરમાતું જોઈ ભૂમિ હમારી ગોલ હૈ નારંગી કી ભાંતિ ચક્કર દેતી સૂર્ય કા. આફ્ટર એન એબોર્ટિવ સ્યુઇસાઇટ એટેમ્પટ ધ એમ્બોડિમેન્ટ ઑફ નાસિસિઝમની તકલાદી તલ્લીનતામાં પાન સડે ઘોડા અડે વિદ્યા વિસરી જાય સોઈ માણેક મેરી નજરુ મેં આપા વાંદરા ગતિ ચાર પગે કરે છે ડિયર લૅન્ડ ઑફ હોપમાં અને તાવિજ તો હિંદુ-મુસલમાન-પારસી-ખ્રિસ્તી બધાં પહેરતા દેખાય છે. ફિલિપાઇન્સનું ચલણ એક Peso એટલે આપણે લગભગ એક રૂપિયો શાણા પુરુષો જ્યાં જાય છે, ત્યાં મંદિર રચાઈ જાય છે. જ્યાં લાભ સંતોષ સદાઈ guffempty talk રૂપે આશાલતા ઊગી છે અચૂક. ધેર ઇઝ અ પ્લિઝિંગ સેન્સ ઑફ continuity about the fact that god is dead.

ધીસઈઝ, ઇન અ સેન્સ, અ બાત about the illusions that rurvive for us, હ્યુમન બિઇંગ્ઝ ધેર ઇઝ નો એકશન. બંટ ઓન્લી ટુ વેઇટ એન્ડ વિટનેસ. ***લાભશંકર*** □

# ચળવળ નામે નાટક

ભરત દવે

## ભારતીય શેરીનાટક

**ભા**રત દેશમાં શેરીનાટક બોલતાં જ આઝાદી પૂર્વેની સંસ્થાનવાદવિરોધી લોકચળવળ યાદ આવે જ્યારે કેટલાક પ્રબુદ્ધ લેખકો-કલાકારોનાં જૂથો દ્વારા જનજાગૃતિ માટેના જાહેર નાટ્યપ્રયોગો કરવામાં આવતા હતા. આ નાટકોનો મુખ્ય હેતુ પ્રજાને આઝાદી સહિતના તેમના મૂળભૂત માનવ-અધિકારો યાદ અપાવવાનો તેમજ તે માટેની સામૂહિક લડતમાં સહભાગી બનાવવાનો હતો. સમય જતાં શેરીનાટકનું લક્ષ્ય સાધારણ માણસોની રોજબરોજની કડવી વાસ્તવિકતાઓને ઉજાગર કરવાનું, વ્યસ્થાપરિવર્તન માટે સત્તાવાળાઓ પર દબાણ લાવવાનું અને સાધારણ પ્રજાજનોને તેમના હકકો માટે એકજૂટ બનીને લડત આપવા માટે તૈયાર કરવા માટેનું હતું.

એ કાળે ભારત સિવાય બીજા દેશોમાં શેરીનાટકનો અર્થ માત્ર સામાજિક-રાજકીય વ્યવસ્થામાં સુધારા લાવવા માટેના લોકઆંદોલનના એક મહત્ત્વનાં સાધનરૂપ હતો. જ્યારે ભારતીય શેરીનાટક વિદેશી સત્તાના દોરદમન સામેની સાધારણ ગરીબ જનતાની ફરિયાદો કે લાગણીઓને વાચા આપવા માટેનું એક અસરકારક તેમજ કલાત્મક માધ્યમ હતું. સામાન્ય માણસોના લાભાર્થે, સામાન્ય માણસો દ્વારા તૈયાર કરાતું અને ભજવાતું આ નાટ્યસ્વરૂપ બધી જ રીતે લોકતાંત્રિક હતું. 'It was categorized as theatre by the people and theatre for the people.'

ઘણા અભ્યાસીઓ માને છે કે શેરીનાટકના આજનાં શૈલીસ્વરૂપ નવાં અને જુદાં હોઈ શકે પરંતુ શેરીનાટક એટલે, 'પ્રજાની વચ્ચોવચ્ચ જઈને નાટકની ભજવણી કરવાની વિભાવના' જે આજકાલની નથી. તેનાં મૂળ ભારતનાં પ્રાચીન પ્રસ્તુતિકલાઓ (performing arts)નાં વિવિધ સ્વરૂપોમાં મળી આવે છે. સંસ્કૃત નાટકોમાં કે પારંપરિક લોકનાટ્યોમાં સૂત્રધાર, નટ, નટી, રંગલો, વિદૂષક વગેરે તેમના પ્રેક્ષકો સાથે સીધા સંપર્કની જ ભૂમિકા બજાવતા. કઠપૂતળી (puppetry)ના ખેલોમાં પણ સૂત્રધાર (narrator) પ્રેક્ષકો સાથે સીધો સંવાદ કરતો અને તેમાં સાંપ્રત ઘટનાઓ વિશે પણ ટીકાટકોર કરવામાં આવતી. ટૂંકમાં નટ-પ્રેક્ષક વચ્ચેનો પ્રત્યક્ષ અને અનૌપચારિક સંબંધ પરંપરાગત



લોકનાટ્યોમાં હતો જ, તેને વર્તમાન શેરીનાટકોમાં માત્ર થોડું સુધારેલું (sophisticated) સ્વરૂપ મળ્યું.

આજનાં શેરીનાટકો સ્વતંત્ર ભારતના સામાજિક-રાજકીય-આર્થિક-ધાર્મિક અથવા કહો કે સાંપ્રદાયિક અને કોમવાદી પ્રશ્નોને ઉજાગર કરવાનું તેમજ તેના ઉકેલો શોધવાનું કાર્ય કરે છે; અને ખાસ તો તે માટે રચનાત્મક અને પ્રગતિશીલ પ્રજામત તૈયાર કરવા જેવું મહત્ત્વનું કાર્ય કરે છે. પરિણામે શેરીનાટક સામાન્ય નાટકોની માફક ફક્ત મનોરંજન કે 'ટાઇમપાસ'નું કામ નથી કરતું પણ ખરા અર્થમાં સામાજિક જાગૃતિ ફેલાવવાનું કામ કરે છે. વળી શેરીનાટક સમાજના નાનામોટા પ્રત્યેક વર્ગને સ્પર્શે છે અને તેમનાં સામાજિક, રાજકીય અને ધાર્મિક દૂષણો કે ગેરલોકતાંત્રિક પરંપરાઓને ધ્યાનમાં લઈને સ્વસ્થ, ન્યાયી અને પ્રગતિશીલ સમાજરચના માટેનું વાતાવરણ તૈયાર કરવામાં ફાળો આપે છે.

ભારતમાં સામાજિક-રાજકીય મુદ્દાઓને કેન્દ્રમાં રાખી જનતાની વચમાં જઈને જાહેર નાટ્યપ્રયોગો કરવાની પ્રણાલીનાં મૂળ ક્યાં રહેલાં છે? 1940 અને 50 ના દાયકામાં ઉત્પલ દત્ત અને હબીબ તનવીરે શેરીનાટકોનો ઉપયોગ આઝાદીપૂર્વેની પરિસ્થિતિના સંદર્ભે રાજકીય જાગૃતિ લાવવા માટે કરેલો. અલબત્ત, તેમની ભજવણીઓમાં લોકનાટ્યોનાં તત્ત્વો વધારે હતાં અને ખાસ તો તેમની ભજવણીઓનું સ્વરૂપ વર્તમાન શેરીનાટકો કરતાં ઘણું જુદું હતું. આઝાદી પહેલાં સ્વતંત્રતા, દેશાભિમાન, સામાજિક-સમાનતા, ગરીબો અને વંચિતોને ન્યાય વગેરે મુદ્દાઓ પર સમજદાર પ્રેક્ષકોને તેમજ ભોગ બનેલાં લોકોને જાગૃત કરવાના હેતુથી 1942માં ભારતીય સામ્યવાદી પક્ષ (CPI)ની જ એક સાંસ્કૃતિક શાખા તરીકે ભારતીય લોકનાટ્ય




સંઘ [The Indian People's Theatre Association (IPTA)]ની રચના કરવામાં આવેલી.

ઇપ્ટાની પ્રવૃત્તિઓને દેશની રંગભૂમિની સર્વપ્રથમ ચળવળ કહી શકાય. 1949માં કૉલકાતામાં 'ચાર્જશીટ' નામનું નાટક ભજવાયેલું. આ નાટકની સર્વપ્રથમ ભજવણી હજારો શ્રમિકો સમક્ષ કૉલકાતાના હઝરાપાર્ક ખાતે થયેલી અને ત્યાર બાદ આખાય પશ્ચિમ બંગાળમાં તે અસંખ્યવાર ભજવાયેલું. અલબત્ત, એ વખતે શેરીનાટકની કોઈ પૂર્વપરંપરા નહીં હોવાથી એ નાટકનું સ્વરૂપ લગભગ પ્રોસિનિયમ સ્ટેજની ભજવણી જેવું જ હતું. એટલે તેને શેરીનાટક કહેવાને બદલે પ્રજાની વચ્ચે જઈને ખુલ્લામાં ભજવાતા જાહેર નાટ્યપ્રયોગો કહી શકાય. આમ ઇપ્ટાની સ્થાપના વખતે ઇપ્ટાનાં નાટકો અલબત્ત સામાજિક-રાજકીય પ્રશ્નોને સ્પર્શતાં હતાં પરંતુ તેની ભજવણીશૈલી પ્રોસિનિયમ થીએટરની જ હતી.

ત્યાર બાદ તેમણે મજૂરોની વસ્તીમાં, કામદાર રહેણાંક વિસ્તારોમાં જઈ જઈને સામાજિક સંદેશ ધરાવતી નાની નાની 'skits' (10-15 મિનિટની નાટિકાઓ) અને નાટકો ભજવવાની શરૂઆત થઈ. આ મજૂરવર્ગનાં સાધારણ પ્રેક્ષકો ટોળે વળીને અથવા ઘરનાં બારીબારણાં પાસે ઊભા રહીને ઇપ્ટાની આ ભજવણીઓને કશુંક નવું જોઈ રહ્યાના ભાવ સાથે જોતાં. એ સમયે જે શેરીનાટકો લોકપ્રિય બનેલાં તેમાં સૌથી અગત્યનું હતું 'શાંતિદૂત કામગાર.' આ નાટક ચીનની સામ્યવાદી ક્રાંતિથી પ્રેરાઈને લખાયેલું. તેમાં આસપાસનાં લોકોનું ધ્યાન આકર્ષવા સૌપહેલાં નાટકમંડળીનો એક કાર્યકર ઊંચા ટેબલ પર ચડી જઈને ક્રાંતિની તરફેણમાં ગરમાગરમ ચળવળિયું ભાષણ આપવા લાગતો. એમાંથી જ તેઓને વ્યાપક લોકસંપર્ક માટે શેરીનાટક ભજવવા જેવો વિચાર સ્ફુરેલો.

1950-60 સુધી શેરીનાટકના ઉદ્ગમરૂપ મનાતાં એ ખુલ્લામાં ભજવાતાં નાટકોમાં પ્રેક્ષકો ભજવણીની ચારે બાજુએ નહીં પણ ફક્ત સામેની બાજુએ જ બેસતાં. ઉત્પલ દત્તના 'દિન બદલેર પાલાં' (1967) જેવાં કેટલાંક નાટકો ભલે ખુલ્લામાં ભજવાયેલાં પરંતુ તેની રજૂઆતશૈલી લગભગ પ્રોસિનિયમ જેવી જ, એટલે કે સેટ્સ-વેશભૂષા સંદર્ભે વિગતપ્રચુર તેમજ ત્રણ કલાકની સમયમર્યાદાની હતી. ત્યાર બાદ આગળ ઉપર આ ક્ષેત્રે આવેલી નવી પેઢીના કલાકારોએ શેરીનાટકનાં શૈલીસ્વરૂપમાં ઘણા કલ્પનાશીલ ફેરફારો કર્યા અને ધીમે ધીમે ખુલ્લામાં ભજવાતા જાહેર નાટ્યપ્રયોગોએ શેરીનાટક તરીકે ઓળખાતાં સાવ અલાયદાં સ્વરૂપશૈલી ધારણ કર્યાં.

આઝાદી પછી શેરીનાટક ક્ષેત્રે એક દોઢ દાયકો મંદી આવી ગઈ. પરંતુ 1970ના દાયકામાં કટોકટી અને બીજાં કારણોસર ફરી આ પ્રવૃત્તિએ જોર પકડ્યું અને દેશ આખામાં તેનો ફેલાવો જોવા મળ્યો. આજે શેરીનાટકક્ષેત્રે દેશમાં ખૂબ જ સક્રિય હોય એવાં મહત્ત્વનાં 50 જૂથો છે જેઓ શહેરોમાં, ગામડાંઓમાં તેમજ શહેરની આસપાસના નબળા વિસ્તારોમાં સામાન્ય લોકોની સમસ્યાઓના વિવિધ મુદ્દાઓને લઈને કાર્ય કરે છે.

શેરીનાટકોની સાંસ્કૃતિક ચળવળનો ઇતિહાસ ભારતમાં ચાલેલી વિવિધ રાજકીય ચળવળો સાથે સંકળાયેલો છે. 1975માં ઇન્દિરા સરકારે કટોકટી જાહેર કર્યા બાદ દેશભરમાં જાગેલ વિરોધના પગલે શેરીનાટકોની પ્રવૃત્તિ ખૂબ જોખમી તબક્કામાંથી પસાર થઈ. સરકારવિરોધી રાજકીય ચળવળકારો સામે સરકારી દમનનો ખતરનાક દોર આરંભાયો જેમાં સામ્યવાદી લેખકો-કલાકારો સૌથી મોટો ભોગ બન્યા, શેરીનાટકો કરનારા ઉપર રાજકીય ગુંડાતત્ત્વો દ્વારા તેમજ કેટલેક સ્થળે તો સ્વયં પોલીસો દ્વારા હિંસક હુમલાઓ કરવામાં આવ્યા જેને પરિણામે 1972માં 'થીએટર યુનિટ'ના આશિષ ચૅટરજી અને 1974માં 'સિલ્યુહેટ' જૂથના પ્રબીર દત્તા નામના બે કર્મશીલ કલાકારોનાં મરણ થયાં અને બીજા અનેક કલાકારોની ધરપકડો થઈ, તેમને માર મારવામાં આવ્યો તેમજ શારીરિક યંત્રણાઓ આપવામાં આવી. (ક્રમશઃ)□

# ત્રીજું જણ?

**ધીરેન્દ્ર મહેતા**

**વા**ત તો પૂરી થઈ ગઈ હતી, સામેથી ફોન મુકાઈ પણ ગયો હતો. શેઠે તો, જોકે, કહ્યું હતું, 'હજુ આજનો દિવસ હું રાહ જોઈ શકું, તમારે વિચારી જોવું હોય તો…' અલબત્ત, પછી ભારપૂર્વક ઉમેર્યું હતું, 'પણ આજનો જ દિવસ. કાલે તો મારે નિમણૂંક કરી જ દેવી પડે. બહુ ખેંચ પડે છે અને કામ તો સમયસર પૂરું કરવું જ પડે. તમે છાપામાં વાંચતા જ હશો. લોકો બહુ સભાન થઈ ગયાં છે. કરાર પ્રમાણે મકાન મળે નહિ તો મારા બેટા સીધા કોર્ટમાં જાય છે.'

આમ કહીને એ હસી પડ્યા.

'બેટા નહિ તો બીજું શું કહું? જેમ મિલકત માટે આજકાલ દીકરાઓ બાપ સામે કોર્ટે ચઢે છે એમ આ ઘરાકો બિલ્ડરોની સામે.'

પછી પાછા ગંભીર થઈ જઈને કહે,

'અને કોર્ટનું વલણ પણ બહુ કડક હોય છે, એ ઘરાકોની જ ફેવર કરે છે… કોઈકનું કર્યું કોઈકને ભોગવવાનું આવે.'

આમાં રવિકાન્ત શું કહે? એ કંઈ બોલ્યા નહોતા. એમનું મગજ મૂળ વાતમાં ખૂંપેલું હતું. પણ એ બાબત પણ નિર્ણય ક્યાં એમણે લેવાનો હતો? લેવાનો હતો શું, લેવાઈ જ ગયો હતો. રવિકાન્તને બીક હતી કે એ જાણીને શેઠ છેડાઈ પડશે, કાં માઠું લગાડી બેસશે, એટલે તો એકવાર એમને રૂબરૂ મળીને આ વાત કરવાનો વિચાર એમને આવેલો પરંતુ એને તો એમણે ઊગતો જ ડામી દીધેલો. પરંતુ એમને બીક હતી એવું કંઈ બન્યું નહિ, ઊલટું વાતનો બંધ વાળતી વખતે આખી વાત જ મનમાંથી કાઢી નાખતા હોય એ રીતે બોલ્યા,

'સારું, સારું, છોકરો એની રીતે ગોઠવાય એ તો વધુ સારું. આ તો મને એમ કે એ અહીંયા હોય તો તમનેય ઠીક. વિચારી જોજો.'

રવિકાન્તને ભોંઠામણ જેવું લાગ્યું. વળતું શું કહેવું તે એમને સૂઝ્યું નહિ. ટેલિફોનનું રીસિવર હાથમાં ઝાલી રાખીને એ એમ ને એમ બેસી રહ્યા.

બરાબર આવી જ સ્થિતિ શેઠે સામેથી ફોન કરીને વિનીતની નોકરી માટેનો આ પ્રસ્તાવ મૂક્યો હતો ત્યારે થઈ હતી. ગદ્દગદ્ થઈ જઈને લગભગ હા પાડી દેવાના વિચારમાં જ એમણે છેક છેલ્લે આટલું કહ્યું હતું.

'હું જરા વિનીત સાથે વાત તો કરી લઉં, પછી પાકું કરીએ.'

વિનીતની આગળ એમણે આ વાત મૂકી ત્યારે પણ એમનો અવાજ ભાવુક થઈ ગયો હતો.

'આ તો આપણો જૂનો સંબંધ. મેં કેટલાં વરસ એમની પાસે નોકરી કરી! એમ કહોને, આખી જિંદગી. કેટકેટલી તડકી છાંયડી અમે એક આંખે જોઈ! એક પ્રકારની લાગણી બંધાઈ ગઈ. એ સિવાય કોઈ આવી ઓફર કરે? હજુ કાલે તું પાસ થયો ને આજે આટલા ઊંચા પગારની નોકરી, અને તેય પાછી અહીં ને અહીં! તું વિચાર તો કર!'

વિનીત કંઈક બીજું જ વિચારતો હોય એમ લાગતું હતું. રવિકાન્ત જે કંઈ કહેતા હતા તે એ સાંભળતો હતો કે કેમ, તેની કદાચ એને પોતાનેય ખબર ન હતી તોય 'ઊંચા પગારની નોકરી, એ શબ્દો આગળ એનું ચિત્ત રોકાયું, ઊંચો પગાર? એટલે ? કુવૈતમાં એની નોકરી નક્કી થઈ રહી છે એ અંગે વાત કરવાની આ યોગ્ય તક છે, એમ એને લાગ્યું. એ તક એણે ઝડપી પરંતુ વાતને વિસ્તારવાનું એને મન ન થયું, માત્ર આટલું જ એ બોલ્યો.

'હમણાં કશું કમિટ ન કરશો.'

રવિકાન્ત એકાએક થંભી ગયા. આ રીતે થંભી જવાને કારણે લાગેલો આંચકો પણ એમણે અનુભવ્યો. સડસડાટ ગતિને આડે આ કયો અંતરાય ખડો થઈ ગયો! 'હમણાં કશું કમિટ ન કરશો' એવું કશુંક કહ્યું વિનીતે? એમને આ અંગે પણ સંશય થયો. એ સંશય ટાળવા એણે વિનીતની સામે જોયું અને આશ્ચર્યમાં પડ્યા, આમ કેમ! અપેક્ષા કરતાં જુદા જ ભાવો એના ચહેરા પર હતા.

વિનીતે આ બધું જોયું. એ પરથી વાતનો કંઈક ફોડ પાડવો પડશે એમ એને લાગ્યું. એમ કરવામાં બને એટલી કરકસર કરતાં એણે કહ્યું.

'મારું કુવૈતનું નક્કી જેવું જ છે.

'કુવૈત? નક્કી જેવું! એ વળી શું?'

રવિકાન્તને વળી એક ડૂબકી ખાધી.

એટલામાં વિનીતના સેલફોનની ઘંટડી વાગી એટલે એ ત્યાંથી ઊઠીને બહાર ગયો. રવિકાન્ત એની એ સ્થિતિમાં ત્યાં ને ત્યાં બેસી રહ્યા. થોડી વારે વિનીત આવીને કહી ગયો,

'પપ્પા, હું જરા બહાર જઉં છું. જમવા માટે રાહ ન જોશો. મારે કદાચ બહાર જમવાનું પણ થાય, નહિતર પછી આવીને જમી લઈશ. પણ સમયનું ઠેકાણું નહિ પડે.'

એ ઉતાવળમાં હોય એમ નીકળી ગયો. આ પણ એણે જતાંજતાં જ કહ્યું. રવિકાન્ત કશું બોલ્યા નહિ. એના ગયાં પછી પણ એ એનું આમ જવું નીરખી રહ્યા. એમને એવું લાગ્યું કે પોતે માંડેલી વાતમાંથી એ નીકળી ગયો અને કશુંક એવું કહેતો ગયો કે પોતે

એકલા પડી ગયા. એકલા પાડી દેનારી એ ક્ષણમાં રવિકાન્ત ઊંડે ને ઊંડે ઊતરતા ગયા. સહસા એમને યાદ આવ્યું, એક વાર પ્રવાસ દરમિયાને કૌતુકભર્યા નવીન જગતને નીરખવા એ ટ્રેનમાં બારી પાસે બેઠા હતા. ટ્રેન ઓચિંતી એક બોગદામાં પ્રવેશી હતી અને એ જોઈ રહ્યા હતા તે દૃશ્ય અચાનક અલોપ થઈ ગયું હતું. એવું જ કંઈક અત્યારે એમને લાગી રહ્યું હતું. ફાંફાં મારતા હોય એમ એમણે એની વચ્ચે પોતાને પરિચિત જગત ખોળવા માંડ્યું.

આમ તો વિનીત જન્મ્યો ત્યારથી જ એમણે અને મંજુલાએ તે ડૉક્ટર બને એવું સપનું સેવવા માંડ્યું હતું. એની કુંડલી તૈયાર થઈ એ વખતે જ એમણે તો મહારાજને પૂછી લીધું હતું. આવો પ્રશ્ન સીધેસીધો તો કેવી રીતે કરાય, કોઈ જાણે તો ઘેલા જ ગણે ને? એમણે વિદ્યાયોગ વિશે પૂછ્યું હતું પરંતુ મહારાજ એમનું મન કળી ગયા હોય કે આજકાલના લોકમાનસના પરિચયને કારણે હોય, એમણે તરત તો એવો જવાબ આપ્યો હતો કે બહુ સારો, પરંતુ પછી એની સાતે નજર મેળવીને ફોડ પાડતા હોય એ રીતે ઉમેર્યું હતું.

'એમ સમજોને, ડૉક્ટર થશે.'

પછી આગળ વધીને પોતાના ફલાદેશને નિ:સંશય કરી નાખવા માંગતા હોય એમ આગળ કહ્યું :

'ડૉક્ટર નહિ તો એન્જિનીઅર તો નક્કી.'

આ સાંભળીને તરત ઉત્સાહિત થયેલું મન સહેજ પાછું પડવા જતું હતું પરંતુ રવિકાન્તે એમ વિચારીને એને પકડી રાખ્યું કે પોતે શરૂઆતથી જ પુત્રને એવી રીતે તૈયાર કરશે કે આ એન્જિનીઅરિંગના વિકલ્પનો વારો જ નહિ આવવા દે.

અને એમણે એવું જ કરવા માંડ્યું. વિનીતના ઉછેરને લગતી ઝીણીઝીણી બાબતની જાતકાળજી લેવા માંડી. એમના પોતાના જીવનનું પણ જાણે એ જ ધ્યેય થઈ ગયું. આહાર અને આરોગ્યથી માંડીને બૌદ્ધિક વિકાસની પોષક પ્રવૃત્તિઓ, મિત્રવર્તુળ વગેરેને લગતી દેખરેખ એમણે સતત રાખવા માંડી. વિનીત પ્લેહાઉસમાં દાખલ થયો ત્યારથી માંડીને છેક બારમું ધોરણ પસાર થયું ત્યાં સુધી શાળાની પસંદગીની ચીવટ એમણે રાખી અને એના શિક્ષકો, કોચિંગ કલાસિસનો ઘનિષ્ઠ સમ્પર્ક એ જાળવતા રહ્યા. આમાં પૂરેપૂરી એકાગ્રતા જળવાઈ રહે એટલા સારુ પત્નીની બીજા બાળક માટેની ઇચ્છાને પણ એમણે દાદ આપી નહિ.

દસમું ધોરણ એ રીતે પાર પડ્યું. વિનીત કેન્દ્રમાં પ્રથમ આવ્યો. બોર્ડમાં અગ્રિમ દસ વિદ્યાર્થીઓમાં આવતાં આવતાં રહી ગયો. રવિકાન્તને નિરાશા જરૂર થઈ પરંતુ એમણે વિનીત આગળ એ પ્રગટ કરી નહિ. એને તો હૈયાધારણ આપતાં એમણે આમ જ કહ્યું :

'કંઈ વાંધો નહિ. બારમું ધોરણ તો આપણા હાથમાં છે. કારકિર્દી માટે નિર્ણાયક વર્ષ તો એ જ છે ને?'

એ બે વર્ષ રવિકાન્ત માટે પણ ભારે તાણભર્યા રહ્યા. એ નોકરીએ જવા પૂરતા જ ઘરની બહાર રહેતા. નોકરીના કલાકો દરમિયાન પણ એમના મગજમાં વિનીતના વિચારો જ ઘુમરાયા કરતા. લંચ-અવરમાં કે ટી-બ્રેક દરમિયાન ફોન કરીને એ એના ખબર પૂછી જ લેતા અને એ વખતે પણ વાત તો જરૂરી સલાહ સૂચના આપવા અંગે જ થતી. એ પોતે પણ વિનીતને અભ્યાસમાં મદદ કરતા રહેતા. છાપાં અને સામયિકોમાં અનેકવિધ માહિતી અને પૂરક સામગ્રી આવતી રહેતી હતી. રવિકાન્ત એ ખરીદી લઈને એને ધ્યાનથી જોઈ જતા. એમાંથી ચૂંટીચૂંટીને વિનીતને આપતા. એ કઈ રીતે કેટલે અંશે ઉપયોગી નીવડે તે સમજાવતા. વિનીત થાકી જતો, કંટાળી જતો, ચિડાઈ જતો. રવિકાન્ત એ બધું ધીરજપૂર્વક સહી લેતા, પણ પોતાને સંતોષ ન થાય ત્યાં સુધી એ માટેનો આગ્રહ મૂકતા નહિ. છેલ્લો એક મહિનો તે એમનું સુવા-ઉઠવાનું પણ વિનીતના સુવાઉઠવાને અનુસરીને જ થવા લાગ્યું હતું. અને પરીક્ષાના દિવસોમાં તો એમણે ઑફિસમાંથી પણ રજા લઈ લીધી હતી. એ વિનીતને પરીક્ષાકેન્દ્ર પર મૂકવાલેવા જતા, બે પેપરના વચગાળામાં પણ એ ચા-નાસ્તો લઈને પહોંચી જતા.

આ બધું છતાં પરીક્ષાનું પરિણામ ધાર્યા અનુસાર આવ્યું નહિ. રવિકાન્તની માનસિક તાણ જુદીજુદી કૉલેજોમાં પ્રવેશપ્રક્રિયા ચાલી ત્યાં સુધી લંબાતી રહી. એમાં પણ વિનીત કરતાંય વધારે અવઢવ તો રવિકાન્ત અનુભવતા રહ્યા. એ વખતે પણ શેઠની કુમક કામ લાગી હતી. એમણે સાવ સરળ ભાવે રવિકાન્તને કહેલું, 'આટલાબધા મૂંઝાઓ છો શું કરવા! બધા કાટલાં કૂવામાં નાખી દઈને છોકરાને સિવિલમાં નાખો. તૈયાર થઈ જાશે એટલે આપણી કંપનીમાં ગોઠવી દેશું.' એ સાથે જ રવિકાન્ત જાણે મોટો પહાડ ઓળંગી ગયા હતા...

પણ આ ક્ષણે રવિકાન્ત અહીં થંભી ગયા. પ્રશ્ન થયો, જેને પોતાનું સમજીને અત્યાર સુધી વિહાર કર્યો એ જગત શું ખરેખર પોતાનું હતું? આ સામે દેખાય છે એ તો કોઈ અજાણ્યો મુલક છે. રવિકાન્ત પણ કોઈ અજાણ્યા પ્રવાસીની પેઠે એમાં એક કોરે બેસી રહ્યા.

એ વખતે ઘરમાં દાખલ થતા વિનીતને પણ નવાઈ લાગી, પપ્પાજી કોઈની રાહ જોઈ રહ્યા હોય એમ વરંડાને પગથિયે! આમ કેમ! આ રીતે બેઠેલા તો એમને કોઈવાર જોયા નથી. રસ્તો જડતો ન હોય એમ બેસી રહેલા રવિકાન્ત પણ એની પાછળ પાછળ ગયા.

વિનીતે ઘરમાં જઈને જોયું તો ડાઇનિંગ ટેબલ પર ખાવાનું મુકાયેલું હતું. એણે પૂછ્યું.

'પપ્પા, તમે જમ્યા નથી! તબિયત ઠીક નથી કે શું?'

રસોઈનું કામ પતાવીને જવા નીકળેલી રસોયણને પણ નવાઈ લાગી હતી. જમવાની બાબતમાં ખૂબ નિયમિત દાદા સમય થઈ ગયો હોવા છતાં આજે કેમ આમ બેસી રહ્યા છે! એ બેએક વાર એમની પાસે આવીને જોઈ પણ ગઈ હતી પરંતુ એ કંઈ બોલ્યા નહિ એટલે ઢાંકોઢૂબો કરીને જતી રહી હતી. કામવાળીએ પણ એવું જ કર્યું.

વિનીતે ઝટઝટ થાળીઓ પીરસી. બાપદીકરો જમવા બેઠા. રવિકાન્ત મૂંગામૂંગા જમતા હતા. વિનીતને થયું, વીગતે વાત કહેવા સમજાવવાની આ સારી તક છે. એણે ધીમે રહીને શરૂઆત કરી : એની સાથે ભણતા એક મિત્રના અંકલે કુવૈતમાં મોટો કોન્ટ્રાક્ટ લીધો છે. એ પોતે તો પરિણામ આવ્યા પહેલાં જ એમની કમ્પનીમાં જોડાઈ ગયો છે. વિનીત માટે પણ એણે ગોઠવણ કરેલી છે.

થાળીમાં નજર ખોડીને જમી રહેલા રવિકાન્તે નજર ઊંચકીને વિનીત સામે જોયું.

'એટલે આપણે કુવૈત જવાનું, એમ?'

હવાની મંદ લહેરની અપેક્ષા સાથે બારી ઉઘાડતાં અચાનક પવનની ઝાપટ વાગવા જેવું વિનીતને થયું. આમ તો આ પ્રશ્નો ઉત્તર કંઈ મુશ્કેલ નહોતો, છતાં ઉત્તર આપતાં પહેલાં એક ક્ષણ એને રોકાઈ જવું પડ્યું.

'કુવૈત? આપણે બન્ને? એ રીતે રહેવાનું તો કેવી રીતે બને?'

'તો? તું ત્યાં એકલો ને હું અહીંયાં?'

રવિકાન્ત એકીશ્વાસે બોલી ગયા. એમને અંતરસ જેવું થયું. એમણે પાણીનો ગ્લાસ હાથમાં લીધો. પણ એ ગ્લાસ થોડીવાર એમને એમ રહી, મોઢા સુધી ગયા વિના પાછો ટેબલ પર મુકાઈ ગયો.

જેના ઉત્તરની જરૂર નહોતી એવો આ પ્રશ્ન હતો. એવી જ રીતે આ પ્રશ્ન એવો પણ નહોતો કે ફરીથી પૂછવો પડે.

બાપદીકરો એક પછી એક કોળિયા ગળાની નીચે ઉતારતા ગયા. એ રીતે જમવાનું પૂરું થયું એટલે રવિકાન્ત ઊઠીને પોતાના ઓરડામાં ગયા.

થોડીવાર પછી વિનીત પણ બહાર નીકળી ગયો.

રવિકાન્ત પલંગ પર આડા પડ્યા હતા. પોતાના ઓરડામાં જ સૂતા હતા, છતાં કેમ બધું ખાલીખાલી લાગતું હતું! એમણે ચારે બાજુ, ઉપરનીચે, બધે નજર ફેરવી. રિક્તતા-સિવાય રિક્તતા બીજું કાંઈ ન હતું. રવિકાન્તે આંખો મીંચી દીધી અને એક પછી એક બનાવ યાદ કરવા લાગ્યા. શેઠે પોતાનું કહ્યું બરોબર યાદ રાખ્યું હતું.

એટલું જ નહિ કોઈ ન ધરે એટલી ધીરજ ધરી હતી. પણ મીઠા ઝાડનાં મૂળ ખવાય છે કાંઈ? વિનીતે કુવૈત જવાનું નક્કી કરી જ લીધું છે તો હવે જે છે તે કહી દેવું જોઈએ.

રવિકાન્ત ઊભા થયા અને ટેલિફોન તરફ જવા નીકળ્યા. બારણા સુધી પહોંચવામાં હતા ત્યાં એમની નજર પત્નીની છબી પર પડી અને અટકી ગયા. છબીની સામે ઊભા રહીને જોવા લાગ્યા. મનોમન બોલ્યા પણ ખરા, 'અહીં જ તો છે તોય કેમ ધ્યાનમાં ન આવ્યું!' એમની સમક્ષ મંજુલાનો સ્મિતમઢેલો ચહેરો હતો. હતી ત્યારે પણ સદાય આવો ચહેરો જ જોવા મળતો હતો. જોનારને એમ થાય કે એ સ્મિત કરે છે કે એના ચહેરાની કોઈ રેખા જ એવી છે? એ સાથે જ વિચાર આવ્યો કે પોતાને કોઈ વાર એમ થયું હતું ખરું? વિનીત અને પોતે, એ સિવાય કોઈ ત્રીજું જણ પણ ઘરમાં છે, એમ પોતાને ક્યારે લાગ્યું હતું? હવે વિનીત કુવૈત જશે, પોતે એકલા પડશે અને ઘરમાં એ ત્રીજા જણની શોધ કરશે... એ સાથે જ શેઠને ફોન કરવાનું એમને ફરીથી યાદ આવ્યું અને એ ચાલ્યા. ટેરવાં તળે કેટલાક નંબર દબાયા. સામે શેઠનો જ સ્વર સંભળાયો.

રવિકાન્તને વાત શરૂ કરતાં થોડી વાર થઈ. શરૂ કરી ત્યારે પણ એમનો અવાજ ઢીલો તો થઈ જ ગયો હતો. માફી માગતા હોય એ રીતે એમણે આખી વાત કરી. શેઠ પરિસ્થિતિ પામી ગયા હોય એમ હસીને બોલ્યા.

'કાંઈ વાંધો નહિ. ખરું પૂછો તો તમે કુવૈતની વાત કરી ત્યારે જ હું સમજી ગયો હતો. આજકાલ જુવાનિયાઓને અખાતી દેશોનું બહુ ખેંચાણ છે. એમ કે ત્યાં ધનના ઢગલા પડ્યા છે, ઉસેડાય એટલા ઉસેડી આવીએ. અમારાં સગામાંથી જ એક છોકરો તૈયાર થઈને બેઠો હતો. બિચારો રોજ આંટા મારતો હતો. એને રાખી લીધો છે.'

બસ, એમણે વાત પૂરી કરી દીધી અને ફોન મૂકી દીધો.

રવિકાન્તે કોઈ પણ પ્રકારનો ભાવ અનુભવ્યો નહિ. કશું સમજાયું જ ન હોય એ રીતે બાઘા જેવા થઈને એ બેસી રહ્યા. પછી વિચાર આવ્યો, વિનીતને વાત તો કરું, મન પર કશો ભાર રાખ્યા વિના એ કુવૈતની તૈયારી કરી શકે.

એ ઊભા થવા જતા હતા ત્યાં વિનીત આવ્યો. એક ક્ષણ રવિકાન્તને આ સ્થિતિમાં જોઈ રહ્યો. પછી એકદમ બોલ્યો.

'કુવૈત માટે મેં ના પાડી દીધી છે.' □

# દુર્ગાસપ્તશતી

કાલિન્દી પાઠક

યુદ્ધવિષયક બીજી ઘટના આનાથી તદ્દન વિપરીત છે. શુમ્ભ-નિશુમ્ભનો નાશ કરવાના પ્રયત્નમાં ચંડ-મુંડ, ધ્રુમલોચનનો વધ થાય છે. પરન્તુ રક્તબીજ અને નિશુમ્ભના વધ વખતે થયેલ યુદ્ધમાં દેવી ચંદ્રિકાને સહાય કરવા વિવિધ દેવોની શક્તિઓ ઉપસ્થિત થાય છે. અહીં દેવોની શક્તિઓ પરસ્પર સંયોજિત થતી નથી પણ પ્રત્યેક દેવની શક્તિ સ્વતન્ત્ર આકાર ધારણ કરીને યુદ્ધમાં મદદ કરે છે. એનું કારણ એ છે પ્રત્યેક દેવની શક્તિમાં કોઈ વિશેષતા છે જે કોઈ ચોક્કસ સમસ્યાને હલ કરી શકે તેમ છે. આમ, જુદીજુદી શક્તિઓ જુદાજુદા પ્રકારના અસુરોનો નાશ કરવાની છે. જેમ કે, બ્રહ્માણી શત્રુ પર પ્રહાર નથી કરતાં પણ કમંડળુમાંનું જળ અસુરો પર છાંટી તેમને हतवीर्य हतौजसः - હતોત્સાહ કરી નાંખે છે. તેમની લડવાની તાકાત જ ખલાસ કરી નાંખે છે. અસુરોની સેનામાંથી અડધા તો આ રીતે જ નાશ પામે છે. જેનાથી શત્રુબળ ઘટી જાય છે. શત્રુના નૈતિક બળને તોડી નાંખવું એ પણ જીતવાનો ઉપાય છે જે બ્રહ્માણી પાસે છે.

કેટલાક અસુરો એટલા પાશવી હોય કે તેનો નાશ પશુશક્તિ જ કરી શકે. આથી વારાહી (સૂવર)ની આવશ્યકતા છે જે કેટલાય પશુતુલ્ય અસુરોને દાઢોથી ચીરી નાંખે છે.

જ્યાં પાશવી બળ અને મનુષ્ય જેવી બુદ્ધિમત્તાનો સંયોગ હોય તેવા તેમજ પશુ, મનુષ્ય, દેવ, દાનવ ગન્ધર્વાદિ કોઈથી ય નાશ ન પામવાનું વરદાન મેળવી બેઠેલા હોય તેવા અસુરોને પરાસ્ત કરવા નારસિંહી શક્તિની આવશ્યકતા છે.

કૌમારી શક્તિ જેમાંથી પ્રકટી છે તે કુમાર કાર્તિકેયનો તો જન્મ જ તારકાસુરના નાશ માટે થયો છે. કૌમારી શક્તિ જ માયાવી અસુરોના નાશનું રહસ્ય જાણે છે. માયા અસુરોનું બહુ મોટું બળ છે જેના કૌમારી શક્તિઆયુધથી નષ્ટ કરે છે.

શિવ સંહારક દેવ છે. તેમની શક્તિ માહેશ્વરી અસુરોને હણી નાંખે છે. તેમ જ ઇન્દ્રએ વજ્રથી વૃત્રાસુરનો વધ કર્યો છે. અસુરોનો વધ કરવામાં સમર્થ આયુધ વજ્ર સાથે દેવોના રાજા ઇન્દ્રની શક્તિ ઐન્દ્રી ઉપસ્થિત થાય છે.

વિષ્ણુએ સુદર્શનચક્રથી મધુ કૈટુભનો વધ કર્યો હતો એ આયુધ લઈને વૈષ્ણવી શક્તિ ઉપસ્થિત થાય છે.

આનો સાર એ છે કે જે પ્રકારની સમસ્યા તે પ્રકારનો ઉકેલ. જેવો રોગ તેવી દવા. અહી બધા દેવોની શક્તિ જુદાજુદા કામે લાગીને અંતે એક રક્તબીજ વધ, નિશુમ્ભવધનું પ્રયોજન સિદ્ધ કરે છે.

બન્ને યુદ્ધોમાં દૈવી શક્તિ, દૈવીતેજનો વિનિયોગ થયેલો છે. એક યુદ્ધમાં દૈવી તેજનું સંમિશ્રણ છે. બીજામાં દૈવીશક્તિોનું સ્વતન્ત્ર અસ્તિત્વ છે. બન્નેનું પ્રયોજન વિશ્વનું કલ્યાણ કરવાનું જ છે.

ચિદમ્બરસંહિતામાં 'अर्गलं कीलकं चादौ पठित्वा कवचं पठेत् । जप्या सप्तशती पश्चात् सिद्धिकामेन मन्त्रिणा ॥' એમ કહ્યું છે. અર્થાત્ સપ્તશતીના અંગરૂપ ત્રણ સ્તુતિમાં પહેલા અર્ગલા પછી કીલક અને ત્યારબાદ દેવીકવચનો પાઠ કરવો. જોકે યોગરત્નાવલીમાં પહેલા કવચ, પછી અર્ગલા અને ત્યારબાદ કીલક પાઠનું વિધાન છે. તન્ત્રગ્રન્થો આ વિશે વિભિન્ન અભિપ્રાયો રજૂ કરે છે. તે સન્દર્ભમાં સપ્તમાતૃકાઓ વિષયક વિવેચન બાદ દેવીકવચની રક્ષણ વિષયક શેષ આકાંક્ષાઓનું સ્વારસ્ય પણ જાણવું જોઈએ.

દેવીકવચમાં નવદુર્ગા અને સપ્તમાતૃકાઓને રક્ષણ માટે પ્રાર્થના કર્યા બાદ પંચમહાભૂતના બનેલ સ્થૂળ દેહના રક્ત, મજ્જા, માંસ અને અસ્થિના રક્ષણ માટે પાર્વતીને પ્રાર્થના કરી છે. શરીરનાં પ્રત્યેક અંગના રક્ષણ માટે વિવિધ દેવીઓને પ્રાર્થના કરી છે તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો આંખ, નાક, કાન, જીભ, ત્વચા અને પાંચ કર્મેન્દ્રિયો હાથ, પગ, પાયુ, ઉપસ્થ અને વાણીના રક્ષણ માટે વિવિધ દેવીઓને પ્રાર્થના કરી છે. વાણીનું રક્ષણ કરનારી દેવીનું નામ સર્વમંગલા છે. સર્વમંગલા એટલે હંમેશ માટે મંગલસ્વરૂપ, કલ્યાણસ્વરૂપ સર્વનું મંગલ (કલ્યાણ) કરનારી, વાણી નાદબ્રહ્મ છે. અવિનાશી છે. વાણીનું રક્ષણ સર્વમંગલા કરે તેનો આશય એ છે કે મંગલવાણી જ બોલાય. જે મંગલતરંગો રચીને રક્ષણકારી નીવડે.

દસ કારણો (પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય) પછી ત્રિવિધ અંતઃકરણ અહંકાર, મન, બુદ્ધિ તથા તેની સામાન્યવૃત્તિ પંચવાયુ (પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન)ના રક્ષણ માટે ધર્મચારિણીને પ્રાર્થના કરી છે. સાંખ્યદર્શન મુજબ મન અને અહંકાર સાથે બુદ્ધિ બધા જ વિષયોને ધારણ કરે છે. આ કારણે જ ત્રિવિધ અંતઃકરણ મુખ્ય છે. આ અંતઃકરણ ત્રિકાલાબાધિત છે એના રક્ષણ માટે ધર્મચારિણીને પ્રાર્થના કરી છે એનાથી એ અભિપ્રેત છે કે ધર્મમય અહંકાર, મન, બુદ્ધિ સાથે જોડાયેલ જ્ઞાનેન્દ્રિય કલ્યાણકારી વિષયોને પ્રકાશિત કરે અને કર્મેન્દ્રિયો

કલ્યાણનું સમ્પાદન (આહરણ) કરશે. એ રીતે અનિષ્ટથી રક્ષણ થતા ધર્મમય અંતઃકરણ જ સ્વયં મજબૂત રક્ષાકવચ બની રહે.

ભક્ત પોતાના રક્ષણ બાદ તેના કૌટુમ્બિક, સામાજિક, વ્યાવસાયિક જીવનમાં સુખ આપનારી બાબતોનું રક્ષણ કરવાની પ્રાર્થના કરી છે. યશ, કીર્તિ, લક્ષ્મી, ગોત્ર, પશુઓ (ઢોર-ઢાંખર), સંતાન, પત્નીના રક્ષણ માટે વિવિધ દેવીઓને પ્રાર્થના કરી છે. માર્ગના રક્ષણ માટે ક્ષેમકરી કુશળ કરનારા દેવીને પ્રાર્થના કરી છે. અમુક આવૃત્તિઓમાં 'पन्थानं सुपथा रक्षेत्' એવું એક ચરણ વધારે મળે છે પરન્તુ, સપ્તટીકાયુક્ત પાઠમાં આ ચરણ નથી. ત્યાં मार्गं क्षेमकरी रक्षेत् विजया सर्वतः स्थिता। એવો પાઠ છે. માર્ગ એટલે ચાલવા, દોડવાનો સ્થૂળ રસ્તો તો ખરો જ પણ સાથે સાથે માર્ગ એટલે વ્યાવસાયિક, સામાજિક અને આર્થિક ક્ષેત્ર કે જ્યાં બીજા સાથે વ્યવહાર કરવાનો હોય છે. આ બધા જ માર્ગોને ક્ષેમકરી, (કુશળ+કરનારા) દેવી સાચવે એવો ભાવ પણ અહીં આવી જાય છે.

દેવીકવચમાં જે બાબતનું રક્ષણ કરવાની પ્રાર્થના ચૂકી જવાઈ હોય ત્યાં દેવી જયન્તી રક્ષણ કરે છે. આ દેવી જયન્તી પ્રાર્થના વગર પણ અરક્ષિત બાબતોનું રક્ષણ કરે છે.

દેવીકવચના પાઠના ફળસ્વરૂપે ત્રિવિધય દુઃખોનો નાશ થાય છે તે આ મુજબ છે. સાંખ્યદર્શન મુજબ દુઃખો ત્રણ પ્રકારના છે.

(1) આધ્યાત્મિક, શારીરિક અને માનસિક દુઃખો. શારીરિક એટલે તાવ, કોઢ, કેન્સર, ગંડમાળ અને માનસિક એટલે શોક, ક્રોધ, મોહ વગેરે. કવચમાં કહ્યું છે કે દેવીકવચના પાઠથી અપમૃત્યુ નથી થતું. વિવિધ રોગો નાશ પામે છે અને મનુષ્ય સો વર્ષનું આયુષ્ય ભોગવે છે.

*जीवेद्वर्षशतं साग्रमपमृत्यु विवर्जितः*
*नश्यन्ति व्याधयः सर्वे लूताविस्फोटकादयः ॥*

(2) બીજા પ્રકારના દુઃખો કે જેને આધિભૌતિક દુઃખ કહેવાય છે. અન્ય ભૂત પદાર્થ તરફથી આવી પડતા દુઃખોનો નાશ પણ આ પાઠથી થાય છે

*स्थावरं जंगमं चापि कृत्रिमं चापि यद्विषम्*

ઉપરાંત

*भूचरा खेचराश्चैव जलजाश्चवौपदेशिकाः ।*

ભૂચર, પ્રાણીઓ, પક્ષીઓ, સ્થાવર-જંગમ વિષનો ભય રહેતો નથી.

(3) ત્રીજું આધિદૈવિક દુઃખ છે જેમાં યક્ષ, રાક્ષસ, ગ્રહો સમબન્ધી પીડા અને પ્રાકૃતિક આપદાઓનો સમાવેશ થાય છે. કવચપાઠથી આ પીડાનો પણ નાશ થાય છે.

આ પાઠ આ ત્રિવિધ દુઃખો દૂર કરી જીવનને સુખમય બનાવનાર હોવાથી પોતાનું શુભ ઇચ્છનારે દેવી કવચ વિના એક ડગલુંય ભરવાનું નથી. પ્રદીપ ટીકામાં પૌરાણિક સન્દર્ભ જણાવે છે કે

*स्वयंस्तिष्ठन्व्रजन्मार्गे प्रलपन्भोजने रतः ।*
*कीर्तयेत्सततं देवी स वै मुच्येत बन्धनात् ॥*

અર્થાત્

સૂતાં, ઉઠતાં, ચાલતાં, બોલતા, જમતા સતત દેવીનું જ સ્મરણ કરવાથી દુઃખના કારણરૂપ બંધનોથી મુક્તિ મળે છે.

કવચપાઠથી આ લોકમાં અને પરલોકમાં પણ કલ્યાણ થાય છે. આ લોકમાં મનુષ્યને જે જે પદાર્થો અને સિદ્ધિઓ મેળવવાની ઇચ્છા હોય તે બધું જ મળે છે. યશ, માનોન્નતિ, દીર્ઘજીવી સંતતિસુખ મળે છે. આ લોકમાં આ બધા સુખ ભોગવનાર ભક્ત જ્યારે મૃત્યુ પામે ત્યારે દેવોનેય દુર્લભ એવી ઉત્તમ સ્થિતિ મહામાયાની કૃપાથી મેળવે છે. મહામાયા એટલે જ વિષ્ણુની માયા, યોગમાયા, પરાપ્રકૃતિ કે ત્રિગુણમયી મહાલક્ષ્મી. આ દેવીનું સતત ચિંતન કરવાથી સઘળા પ્રકારે રક્ષણ મળે છે. કલ્યાણ થાય છે એમ દેવીકવચમાં જણાવ્યું છે.

દેવીકવચના પાઠથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, દુઃખોનો નાશ થાય છે. આવી જ પ્રાર્થનાઓ અથર્વવેદમાં છે. પણ અથર્વવેદનો પાઠ સ્વરસહિત કરવો પડે. જે વેદપાઠી બ્રાહ્મણ જ કરી શકે. વેદો બ્રહ્માના મુખમાંથી પ્રકટ થયા છે એવી પુરાકથા છે. તેમ આ દેવીકવચનો ઉપદેશ પણ બ્રહ્માએ બધા જ સામાન્ય માણસોને ધ્યાનમાં રાખીને કર્યો છે. સ્વરસહિત વેદનો પાઠ ન કરી શકે તેવા બધા જ જાતિ અને વર્ગના લોકો માટે બ્રહ્માએ દેવીકવચની રચના કરી છે. દેવીકવચમાં બધી દિશાઓ, દેહના પ્રત્યેક અંગ, તેર કરણ, પંચવાયુના રક્ષણ માટે પ્રાર્થના કરી છે. ત્યાં અંગવાચક અને દિશાવાચક શબ્દ સપ્તમી વિભક્તિમાં છે. સપ્તમી વિભક્તિ આધાર દર્શાવે છે. 'સપ્તમ્યન્ત' પ્રયોગથી એ અભિપ્રેત છે કે પ્રત્યેક અંગમાં વિવિધ દેવીઓનો નિવાસ છે. દેહના પ્રત્યેક અંગમાં દિવ્યતત્ત્વને જોવાનું છે અને આદરપૂર્વક સાચવવાનું છે. બ્રહ્માંડમાં જે છે તે સઘળું આ પિંડમાં (દેહમાં) છે. यथा ब्रह्माण्डे तथा पिण्डे। જેમ બ્રહ્માંડ અગણિત વિસ્મયકારી રહસ્યોથી ભરપૂર છે, અનંત છે તેમ પિંડ પણ અનંત શક્તિઓથી ભરપૂર છે. તેના પ્રત્યેક અણુમાં દિવ્યશક્તિનો નિવાસ છે જેનો ઉદ્દઘોષ દેવીકવચમાં છે.

પ્રત્યેક દિશામાં પણ માતૃકાઓના નિવાસની કલ્પના એ માટે કરવામાં આવી છે કે મનુષ્ય એ સભાનતા સાથે કોઈપણ કાર્ય કરે કે કોઈ અદશ્ય શક્તિ તેની બધી ગતિવિધિ અને પ્રવૃત્તિની સાક્ષી છે. આ માન્યતા તેને દુષ્કૃત્ય કરતાં અટકાવે છે.

સપ્તશતીના અંગરૂપ આ કવચનો પાઠ અનિવાર્યપણે કરવાનો છે. તેનો ભાવાર્થ એ છે કે જીવનસંગ્રામમાં સતત આ સ્તોત્ર હૃદયસ્થ રાખવાનું છે. બધી દિશાઓ, બાજુઓ, સ્થૂળ દેહ એમ સર્વત્ર સદાકાળ કોઈ દિવ્યશક્તિના અસ્તિત્વને જોવું અને તેની પાસે રક્ષણની પ્રાર્થના કરવી એટલે કે પહેલા તો રક્ષણ માગવાને લાયક બનવું. આ લાયકાત જ વાસ્તવમાં આપણું રક્ષણ કરતી હોય છે. આ લાયકાતથી જ સુખ મળે છે. જેને પાઠના ફળરૂપે દર્શાવ્યા છે.

લોકોક્તિમાં જે ચાર સુખો વર્ણવ્યા છે : પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે પંડે દીકરા, ત્રીજું સુખ કોઠીએ જાર, ચોથું સુખ સુલક્ષણી નાર.' એ ચારેયની પ્રાપ્તિ કવચપાઠના જે ફળ દર્શાવ્યા છે તેમાં આવી જાય છે. દેવીકવચના પાઠથી આ લોકનું સમ્પૂર્ણ સુખ મળે છે. આ કવચપાઠમાં આ લોક અને પરલોકનું કલ્યાણ સાધવાની કલા શીખવી છે.

સપ્તશતીના અંગરૂપ કવચ, અર્ગલા અને કીલક ત્રણેયનું સ્વારસ્ય જાણી લીધું. અર્ગલા દુરિતનો નાશ કરે છે. કીલક ફળસિદ્ધિ આપે છે અને કવચ નિત્ય રક્ષા કરે છે. આથી સપ્તશતીનો આ ત્રણ અંગ સહિત પાઠ કરવો જોઈએ. આ ત્રણેય સ્તુતિ કંઠસ્થ કરવાથી આ લોકમાં કલ્યાણ કરે તેવાં ફળો આ મુજબ છે.

अर्गलं हृदये यस्य चानर्गलवाक् सदा ।
कीलकं हृदये यस्य वशकीलितमानसः ।
कवचं हृदये चस्य स वज्रहृदयः खलु
ब्रह्मणा निमित्तं पूर्व विनिश्चित्यापि चेतसः ॥

અર્ગલા જેને કંઠસ્થ હોય તે વાગ્મિન થાય છે. કીલક જેને કંઠસ્થ હોય તેનું મન હંમેશા પોતાને વશ હોય છે. કવચ જેને કંઠસ્થ હોય તેનું હૃદય મજબૂત થાય છે. આ ત્રણેય સ્તોત્રની રચના બ્રહ્માએ દૃઢચિત્તે કરી છે. દેવીમાહાત્મ્યના તેર અધ્યાય પૂર્વે સાધકે પોતાની પરમ્પરાના મુજબ આ ત્રણેય સ્તુતિઓનો ક્રમાનુસાર પાઠ કરવો જોઈએ. □

---


**આ અંકના સર્જકો**

**આરતીબા ગોહિલ 'શ્રી'** : 95/A. રૂપાલી સોસાયટી, તળાજા રોડ, ભાવનગર-364002
**કપિલભાઈ ઓઝા** : ફોન નં. (079) - 22871813, ઘર : 22874152
**કાલિન્દી પરીખ** : 3, દેના બેન્ક, સોસાયટી પાસે, સ્ટેશન રોડ, અમરેલી-365601 મો. 9429139145,
**કાલિન્દી પાઠક** : 2, વિશ્વભારતી સોસાયટી, નવરંગપુરા, ટેલિફોન એક્ષચેંજ પાસે, ઓફ સી.જી. રોડ, એલીસબ્રિજ, અમદાવાદ-380006
**કીર્તિદા શાહ** : 1, A.D.C. બેંક સોસાયટી, સહજાનંદ કૉલેજની પાછળ, આંબાવાડી, અમદાવાદ-15.
**કુમાર જિનેશ શાહ** : 126/10, બી.સી. વિદ્યાનગર, આર્ય સમાજ માર્ગ, ઇફકો કોલોની સામે, ગાંધીધામ, કચ્છ-370203
**ગંભીરસિંહ ગોહિલ** : ડી-140, કાળવીબીડ, ભાવનગર-364002
**ગિરિમા ઘારેખાન** : 10, ઇશાન બંગલોઝ, સુરધારા - સત્તાધાર રોડ, થલતેજ, અમદાવાદ-380 054. મો. 8980205909
**ચન્દ્રકાન્ત ટોપીવાળા** : D-6, પૂર્ણેશ્વર ફ્લેટ્સ ગુલબાઈ ટેકરા, અમદાવાદ-380015
**ચેતન શુક્લ 'ચેનમ'** : 1, સાંઈનિકેતન રો હાઉસ, વિભાગ 4, અમી પાર્કની બાજુમાં, ઘુમા બોપલ, અમદાવાદ-380058, મો. 9824043311
**ડૉ. જયકુમાર ર. શુક્લ** : 5, રન્ના પાર્ક, વિભાગ-3, ઘાટલોડિયા, અમદાવાદ-61. ફોન. 27481109
**જિતેન્દ્ર જોશી** : સ્વામી સદાનંદ હોસ્પિટલ, ટોલનાકા, વટવા, અમદાવાદ-382440
**જિતેન્દ્ર પ્રજાપતિ** : મુ. પો. બગદાણા વાયા ઠળિયા તા.મહુવા જિ. ભાવનગર-364145.
**ધીરેન્દ્ર મહેતા** : 'શ્રવણછાયા' જનરલ હૉસ્પિટલ રોડ, ભૂજ-370001
**નટુ પરીખ** : 50, રચના સોસાયટી, સેટેલાઇટ રોડ, અમદાવાદ-380015
**પ્રફુલ્લ રાવલ** : 3, રાજમહેલ ફ્લેટ્સ, આઇ.ઓ.સી. કૉલોની રોડ, વીરમગામ-382150.
**ભરત દવે** : બી-703, રુદ્રપ્રયાગ ટાવર, રિદ્ધિ સિદ્ધિ બંગ્લોઝ પાસે, રામદેવનગર ચાર રસ્તા, સેટેલાઇટ, અમદાવાદ-380015. મો. 9879889964
**ભાવેશ ભટ્ટ** : 4, પંચવાટિકા સોસાયટી ઓવરબ્રિજ પાસે, કબ્રસ્તાનની સામે, શાહીબાગ, અમદાવાદ-380004.
**મધુસૂદન મ. વ્યાસ** : 93, જલદર્શન સોસા. માલપુર માર્ગ, મોડાસા - 383315
**મનીષ પરમાર** : મુ. વાવડી (ગઢ) ધરોઈ કૉલોની, જિ. મહેસાણા-384360.
**મનોહર ત્રિવેદી** : પ્રણવ, સૂર્યનગર, જિ. ભાવનગર, ઢસા-364740.
**મેહુલ ત્રિવેદી** : 1488, મંદિરવાળો ખાંચો મામુનાયકની પોળ, કાલુપુર - અમદાવાદ-380001
**ડૉ. મહેબૂબ દેસાઈ** : 302/D, રૉયલ અકબર રેસિડેન્સી, રૉયલ અકબર ટાવર પાસે, સરખેજ રોડ, અમદાવાદ-380055. મો. 9825114848
**મિતલ પટેલ** : બી-108, આલાપ સેન્ચૂરી, પુષ્કરધામની બાજુમાં, યુનિ. રોડ, રાજકોટ-360005 મો. 9429579516
**યોસેફ મૅકવાન** : સી/4, સનશાઇન એપાર્ટમૅન્ટ્સ, ડૉ. રાધાકૃષ્ણન્ માર્ગ, પાંજરાપોળ રોડ, અમદાવાદ-380015.
**યોગેશ જોષી** : બી-303, અર્જુનગ્રીન, મેનારવ હૉલ પાસે, ઘાટલોડિયા, અમદાવાદ-380061 મો. 9427609825
**રાજેન્દ્ર પટેલ** : 78, નિહારિકા બંગ્લો, ઓઝાદ સોસાયટી, હિંમતલાલ પાર્કની સામે, સેટેલાઇટ રોડ, અમદાવાદ-380 015
**રામચન્દ્ર પટેલ** : ચોતરા બજાર, મુ. ઉમતા-384320, જિ મહેસાણા
**રોહિત ખીમચંદ કાપડિયા** : A-701, યોગીરત્ન સોસાયટી, યોગીનગર, કબુતર ખાના, જૈન મંદિર પાસે, મુંબઈ 400091
**સાંકળચંદ પટેલ** : 11, પંચવટી એપાર્ટમેન્ટ, ભાગ્યોદય બેંક પાસે, રાણીપ, અમદાવાદ 382 480. (મો. 94290 26103)
**સૂર્યકાન્ત ભટ્ટ** : સહજાનંદ, 6-એ, લીમડા લેન, શ્રી સ્વામિનારાયણ વિદ્યાલય રોડ, સંસ્કાર નાગર, ભૂજ-કચ્છ-370001.
**હસમુખ જોષી** : મુ.પો. ખીચા, તા. ધારી, જી. અમરેલી.

## જીયા એન્ડ દાદા

**યોગેશ જોષી**

**9**

**મૌ**લિકનાં લગ્નનો દિવસ નજીક અને નજીક આવતો ગયો. બધાંને શૉપિંગ માટે જવું'તું. છએક મહિનાની જીયા માટે ચણિયા-ચોળી લેવાનાં હતાં; મામાનાં લગ્નના આગલા દિવસે ગરબા રાખેલા, ઊભતાં ભલે ન આવડે, પણ ચણિયાચોળી તો જોઈએ જ ને! મમ્મીનાં અને જીયાનાં ચણિયાચોળી મૅચિંગમાં ન જોઈએ? કૃતિનો ઉત્સાહ માતો નહોતો. મામાનાં લગ્નમાં પહેરવા 'લિટલ પ્રિન્સેસ' માટે ડ્રેસ પણ લેવાનો હતો. કૃતિનેય ઘણુંબધું શૉપિંગ કરવાનું હતું ભઈલાનાં લગ્ન માટે. નક્કી થયું, જીયાને દાદા રાખશે. ને બાકી બધાં શૉપિંગ માટે જશે. કારણ જીયાને લઈ તો જઈએ, પણ આ કૅનેડિયન બેબીથી અમદાવાદની આગ ઓકતી, મે મહિનાની ગરમી સહન થાય? આખા દિવસ માટે એક કાર ભાડે કરેલી. બધાં નીકળ્યાં ત્યારે જીયા ઘોડિયામાં સૂતી હતી, ઘસઘસાટ, ગાલ નીચે હથેળી રાખીને.

કૃતિએ નીકળતાં અગાઉ જીયાની 'દૂધ્ધુ'ની બૉટલો ઉકાળેલા પાણીમાં તૈયાર રાખેલી. ઉકાળીને ઠંડું કરેલું પાણીય તૈયાર રાખેલું. 'ફૉર્મ્યુલા' (વિટામીનવાળો દૂધનો પાઉડર કૅનેડાથી એક આખી બૅગ ભરીને લાવી'તી. કૃતિ આવા ડબ્બાઓ, તથા ગર્બર બેબી ફૂડની ડબ્બીઓ અલગ)ના ડબ્બામાં જે ચમચી છે એ ભરીને પાઉડર ઉમેરવાનો, પછી બરાબર હલાવવાનું વગેરે સૂચનાઓ કૃતિ આપીને ગઈ હતી.

જીયાથી સહેજે ભૂખ્યા રહેવાતું નહીં. ઘોડિયામાં ઊઠ્યાં પછી જો દૂધની બોટલ મળતાં વાર લાગી તો એ ખૂબ મોટેથી રડતી, આંખો બંધ રાખીને, એકીશ્વાસે, ક્યારેક નાનાં મોતી જેવાં આંસુ આવતાં, મોટે ભાગે આંસુ આવતાં નહીં, પણ જોરજોરથી રડવાના કારણે ચહેરો લાલ થઈ જતો ને ગાલ તો જાણે ટમેટાં!

કુરિયરવાળાએ બેલ વગાડ્યો. બારણું ખોલવા જઉં ત્યાં ઘોડિયામાંથી જીયાનો રડવાનો અવાજ શરૂ. કુરિયર લઈને આવું એટલીવારમાં તો જીયાએ દેકારો મચાવી દીધો. ઘોડિયામાં એને જરી હીંચોળી હું દોડ્યો રસોડામાં જીયાનું 'દૂધ્ધુ' બનાવવા. જીયાનો રડવાનો અવાજ મોટો ને મોટો થતો ગયો. જીયાનો દેકારો સાંભળી બાજુમાંથી મીનાબહેન તથા પ્રભાબહેને દોડી આવ્યાં, નીચલા માળેથી ભાવનાબહેન દોડી આવ્યાં. કોઈ જીયાને તેડીને, થપેડીને, છાની રાખવા મથી રહ્યું. કૃતિએ ઉકાળીને ઠારેલું પાણી મેં ગેસ પર મૂકેલું જરી હૂંફાળું કરવા. ભાવનાબહેન રસોડામાં દોડી આવ્યાં. એમણે ઝટ 'દૂધ્ધું' તૈયાર કર્યું ને પછી જીયાને ખોળામાં લઈને બોટલમાનું દૂધ પાવા મથવા લાગ્યાં. જીયા આંખો બંધ રાખીને જોર જોરથી રડ્યા કરે નીપલ મોંમાં લે જ નહિ.

'કૃતિ વગર રહેશે નહિ, આ છોડી', મીનાબહેન બોલ્યાં, 'યોગેશભૈ, ફોન કરી, કૃતિને બોલાવી દો.'

'લાવો', મેં ભાવનાબહેને કહ્યું, 'મારા ખોળામાં એ દૂધ પીશે; રોજ પરોઢિયે ગૅલેરીમાં હું એને દૂધ પીવડાવું છું. મારો ખોળો એ ઓળખે છે.'

દાદાના ખોળામાં આવતાં જ જીયા શાંત થઈ ગઈ ને દૂધ પીવા લાગી. સહુએ 'હા...શ....' અનુભવી.

'જીયા ના રહે ને રડે તો અમને બોલાવજો.' કહી પડોશીઓ ગયાં.

'દૂધ્ધુ' પેટમાં ગયા પછી 'લિટલ પ્રિન્સેસ'ને મૂડ આવ્યો. દાદા એને 'લાઇટ ઍન્ટ સાઉન્ડ' વાળાં રમકડાંથી રમાડવા લાગ્યા. મ્યુઝિક વાગે, લાઇટો થાય ને 'સસ્સારણા સાકરિયા' ચાલવા લાગે, સાયરન વાગે, માથે લાલ લાઇટ ઝબૂક ઝબૂક થાય ને પોલીસની કાર દોડવા લાગે, ચાવી ભરતાં જ વાંદરાભૈ ડ્રમે વગાડે. જીયા ખિલ ખિલ હસે ને બેય હાથે રમકડાં પકડવા જાય... રમકડું હાથમાં આવે તો મોંમાં નાખે, દાદા એના હાથમાંથી એ રમકડું લઈ, ચાવી ભરી, જરી દૂર મૂકે. જીયા હાથ લંબાવે, પણ પહોંચે નહિ. જીયા બેસતાં શીખેલી, પણ હજી ખસતાં આવડતું નહિ.

થોડી વાર રમકડાં રમ્યાં પછી દાદા એને ગૅલેરીમાં લઈ તો ગયા પણ ગૅલેરી ગરમલાહ્ય! તે તરત પાછા અંદર. દાદાને થયું, આટલો તાપ છે તો હવે જીયાને 'નિન્ની' કરાવું પ્લાસ્ટિકના મોટા ટબમાં બેસાડીને. તો, કલાક નીકળી જશે. ના, સાવ ઠંડા પાણીથી નથી નેવડાવવી. ગૅસ પર એલ્યુમિનિયમનું તપેલું મૂકી પાણી ગરમ કર્યું. પછી નૅપ્કિનથી તપેલું પકડીને બાથરૂમમાં પ્લાસ્ટિકના ટબમાં રેડ્યું. નળ ચાલુ કર્યો. થોડી થોડી વારે પાણીમાં

હાથ બોળી જોઈ જોયું. જીયાને ગરમ લાગે તેવું તો નથી ને હજી? પાણી હૂંફાળું થયું પછી નળ બંધ કર્યો. જીયાનો સદરો, ડાઇપર કાઢી એને ટબમાં બેસાડી.

'છબ છબા છબ... ગંગામાં નાહી.. જમુનામાં નાહી. રેવામાં નાહી, સરસ્વતીમાં નાહી છબ છબા છબ.' દાદા લાંબા રાગે બોલવા લાગ્યા. હળવેથી હથેળીઓ પાણીમાં થપથપાવવા લાગ્યા.

ખુશખુશાલ જીયા પાણીમાં બેય હાથ પછાડવા લાગી 'છબ્ છબા, ને ખિલ ખિલ હસવા લાગી.

દાદાને થયું, હજી થોડું ઠંડું પાણી ઉમેરીએ. કૅનેડિયન બેબીને ઠંડું નહિ લાગે. નળ ચાલુ કર્યો. તો જીયાને મજા પડી ગઈ. નળમાંથી પડતી પાણીની ધારાને એ મુઠ્ઠીમાં પકડવા મથવા લાગી...! (જેમ હું મથું છું ક્યારેક કવિતા પકડવા!)

મૌલિક નાનો હતો ત્યારની વાત, એ ભાંખડિયે ચાલતાં શીખેલો. વતનના ઘરે ગયેલા. ત્યારે ઘરનું રિનોવેશન કરાવ્યું. નહોતું. હા, ચોક પાછળના રૂમની ઉપર મેડો ને એની ઉપર પતરાંનું છાપરું કરાવેલું, પહેલા રૂમની ઉપર હજી નળિયાં હતાં. એક ખૂણામાં ફર્શ પર ખાંડણિયો પણ હતો, સાંબેલું લઈને મોટીબા એમાં ધાન છેડતાં. શિયાળામાં મોટીબા અવારનવાર સાંબેલું લઈને ઘઉં છડતાં. એનો ખીચડો બહુ મીઠો લાગતો. ઘાણીમાંથી મા તલનું તાજું તેલ લઈ આવતી. એ તેલ ગરમ ગરમ ખીચડામાં ઉમેરી, ખૂબ ફીણી ફીણીને ખાતાં, જેટલું વધારે ફીણતાં એટલી મીઠાશ વધતી.

નળિયામાંથી તડકાની સેરો ચળકતી પારદર્શક ભૂંગળીઓ ! ફર્શ ઉપર રમવા ઊતરતી. બારીક રજકણો તડકામાં ચળકતી. નળિયાં વચ્ચેથી નીચે ઊતરતી તડકાની ધારા પકડવા મૌલિક મથતો. ફર્શ ઘણાં બધાં સોનેરી ચાંઈરણાંથી શોભતી. ભાંખડિયે ચાલતો મૌલિક તર્જની અને અંગૂઠા વડે એ ચાંદરણાં પકડવા મથતો...! (જેમ કવિઓ મથે કવિતા પકડવા!)

*

જીયાને માલિશ કરીને નવડાવવા માટે એક મરાઠીબહેન આવતાં. એમને જોતાં જ જીયાને ખબર પડી જતી કે હવે માલિશ થશે; આથી એ બહેનને જોતાં જ ટચૂકડી જીયા રડવા માંડતી. એને છાની રાખવા, માલિશ કરતાં કરતાં, એને નવડાવતાં, વાવા પહેરાવતાં એ બહેન ગીતો ગાતાં. એમાં ગુજરાતી જોડકણાં હોય, મરાઠી હાલરડું ય હોય, કોઈ નવી ફિલ્મનું ગીત પણ હોય ને ભજન પણ હોય.

જીયાં રડતી બંધ થઈ જાય ને ગીતો સાંભળવાં લાગે. એક વાર જીયાના પગનાં તળિયે ને આંગળાં વચ્ચે માલિશ કરતી વેળા જીયા ખિલખિલ હસવા લાગી, ગલી ગલી થતી એથી સ્તો! ત્યાં એ બહેન ગાવા લાગ્યાં.

'ગણપતિ આયોઓઓઓ...

રિદ્ધિસિદ્ધિ લા...યો ઓઓઓ...'

ત્યાં તો ખિલખિલ હસતી જીયાનો નીચલો હોઠ જરી લંબાયો ને જાણે એના જીવને કેવુંય દુઃખ પડતું હોય એવું મોં થઈ ગયું ને એ લાંબા કરુણ સૂરે રડવા લાગી!

'કમળાબેન,' રશ્મિ બોલી, 'આ ના ગાઓ, આ ગાઓ છો એટલે જીયા રડે છે!'

'એવું તે હોતું હશે?' કમળાબેન બોલ્યાં ને પછી બીજું ગીત ગાવા લાગ્યાં કે જીયાનું રુદન બંધ!

ક્યારેક જીયા એનાં રમકડાં રમવામાં મશગૂલ હોય, ખુશખુશાલ હોય ત્યારે રશ્મિને સૂઝે ચલો, 'ગણપતિ આયો...' ગાવા દે, જીયા રડે છે કે નહિ એ જોઈએ. એ ગાવાનું શરૂ કરે.

'ગણપતિ આયો.... રિદ્ધિસિદ્ધિ....'

ત્યાં તો જીયાનો નીચલો હોઠ જરી લંબાય ને કરુણ સૂરે એનું રુદન શરૂ!

બીજું કોઈ ગીત ઉપાડતાં જ એનું રુદન બંધ! એણે ગાઈ જોયું.

'રામ લક્ષ્મણ જા...નકી...

જય બોલો હનુમાનકી...'

તો, આ ગીતથી જીયા રડતી નહોતી. જ્યારે મૌલિક અને પછી કૃતિ? મૌલિક ચારેક મહિનાનો હતો ત્યારની વાત. ત્યારે પિતાજી માણસામાં પોસ્ટમાસ્તર હતા. દિવાળીની રજાઓમાં અમે માણસા ગયેલા. પરોઢિયે પ્રભાતફેરી નીકળે. શાંત વાતાવરણમાં બહેનોનો ગાવાનો અવાજ આવે, પછી અવાજ મોટો થતો જાય.

'રામ, લક્ષ્મણ, જાનકીઈઈઈઈ

જય બોલો હનુમાનકી ઈઈઈ.'

ને ઘસઘસાટ ઊંઘતા ટચૂકડા મૌલિકનો નીચલો હોઠ લાંબો

થાય ને જાણે એને કેવુંય દુઃખ પડતું હોય એવા સૂરે એનું રડવાનું શરૂ થાય! પ્રભાતફેરીના સૂર ધીમા ને ધીમા થતા જઈ બંધ થઈ જાય કે એનું રડવાનુંય બંધ!

એ પછી, કોઈ પણ સમયે રશ્મિ, ગાવાથી જ એ રડે છે કે કેમ, એ ચકાસવા ગાય-

'રામ લક્ષ્મણ જાનકી... જય બોલો...'

ત્યાં તો એનું કરુણ રુદન શરૂ!

શું હોઈ શકે આનું કારણ? ખૂબ મથામણ પછીય ઉત્તર નથી જડ્યો.

ભારે નવાઈની વાત તો એ કે મૌલિક પછી કૃતિ જન્મી, એનો જન્મ માણસામાં, એ ત્રણ-ચાર મહિનાની થઈ. માણસામાં પરોઢિયે પ્રભાત ફેરી નીકળીને કૃતિના કાને અવાજ પડ્યો.

'રામ લક્ષ્મણ જા...નકી...'

ને બરાબર મૌલિકની જેમ જ ટચૂકડી કૃતિનોય નીચલો હોઠ જરી લંબાયો ને અત્યંત કરુણ સૂરમાં એનું ય રુદન શરૂ...

શું હશે આનું કારણ? અર્થની તો એ ઉંમરે કશી ખબર ના પડે. લય-ઢાળનું કારણ હશે? ગયા જન્મનું કશુંક સાંભરતું હશે! આનું કારણ કોઈ બાળ-મનોવિજ્ઞાની આપી શકે? કે પછી કોઈ રહસ્યવાદી? ન જાને.

હા, જીયા સાડા ચારેક વર્ષની થઈ પછી, રોહન જન્મ્યો. એ બે મહિનાનો થયો પછી કૃતિ હિરેન જીયા બધા કેનેડાથી ભારત આવ્યાં. રોહન ચારેક મહિનાનો થયો, રશ્મિને સૂઝ્યું, લાવ, ગણિપતિ આયો. રિદ્ધિસિદ્ધિ લાયો. ગાવા દે, એણે ગાયું, પણ રોહન ના રડ્યો પછી 'રા...મ. લક્ષ્મણ જા...નકી...' ગાયું તો પણ રોહન ના રડ્યો...! (ક્રમશઃ) □



દયાનંદદર્શન-૭૯

## સર્વેશ્વર ઈશ્વર



પરમ યોગી, સમાજસુધારક
મહર્ષિ દયાનંદ સરસ્વતી જન્મઃ ૧૨-૨-૧૮૨૪
નિર્વાણ : ૩૦-૧૦-૧૮૮૩ (દિવાળી)

'હે પરમેશ્વર! આપ અનંતની પણ પેલે પાર તથા સર્વની અંદર પણ પોતાના ઐશ્વર્યથી વ્યાપ્ત રહીને આ સંસારના પાલન, પોષણ તથા રક્ષણ માટે પૃથ્વી (ભૂમિ) ઈ. લોક લોકાંતર તથા આકાશની પેલે પારમાં પણ ફેલાએલા છો. આપ સામર્થ્યથી સીમાઓમાં સુખ માટે તથા દિવ્ય પ્રકાશ માટે (સૂર્ય તેજ), અંતરિક્ષ જેવું વિશાળ આપઃ અર્થાત્ જળ-સ્રોત આ બધાનો કર્તા (સૃષ્ટિ રચનાર) આપ છો. આપ અમને આ સૃષ્ટિના ઉપયોગનું જ્ઞાન બતાવો. (સંદર્ભ : ઋગ્વેદ મંત્ર ૧/૫૨/૧૨નું ભાષ્ય)

મંત્રનો ભાવાર્થ 'જેમ પરમાત્મા બધાંથી શ્રેષ્ઠ, બધાંથી પર રહીને પોતાના સામર્થ્યથી સૃષ્ટિની રચના તથા સંચાલન કરે છે. તથા જીવોને પોતાના પાપ-પુણ્ય, કર્મોના ફળની વ્યવસ્થા કરે છે. તેમ રાજ્યમાં રાજાએ પણ ફરી ન્યાયપૂર્વક રાજ્ય કરવું.

*(મહર્ષિ દયાનંદ સરસ્વતી કૃત ગ્રંથ 'આર્યાભવિષ્ય'માંથી)*



'કુમાર'નું પાંચ વર્ષનું એકસામટું લવાજમ ભરનારને મહર્ષિ દયાનંદ સરસ્વતીજીનું પુસ્તક 'સત્યાર્થપ્રકાશ' રૂ. ૬૦માં મળશે. જેની કિંમત રૂ. ૧૦૦ છે. જેને જોઈએ તે કુમાર કાર્યાલયના નંબર પર ૧૧ થી ૫માં સંપર્ક કરે.

# ગાંધીજીને અપાયેલાં માનપત્રો-54

ડૉ. મહેબૂબ દેસાઈ

ઓરૂમ

વંદેમાતરમ્ ભારત માતા કી જય

## અભિનન્દન પત્ર

અધ્યાપક તથા વિદ્યાર્થી ગણ પબ્લિક સ્કૂલ શામલી જિલ્લા મુઝફ્ફરનગર પ્રાન્ત દિલ્લી કી ઔર સે -

સેવા મેં પરમ પુજ્ય ભારત માતા કસ્તૂરા બાઈ તથા ભારત કે સચ્ચે પિતા ગુરુ... તથા ભારત હૃદય સમ્રાટ સત્ય કી સામ્રત મૂર્તિ શાંત અથવા અહિંસા કે અવતાર મહાત્મા મોહનદાસ કર્મચન્દ ગાંધી કર જોરિ સમર્પિત

પૂજનીયમાનિશ્વરે તથા પૂજનીય ગુરુવર તથા પિતુવર,

હમ આપ કે તુચ્છ સેવક ઔર શિષ્યાનુશિષ્ય સબ સે પહેલે ઉસ ધ્રષ્ટતા કે લિયે ક્ષમા કે પ્રાર્થી હૈ જિસ કે ભાગ હમ ઈસ સમય બન રહે હૈ હમ ચાહતે થે કિ હમ આપ કે સામને ન આવે, હમારી અનન્ત ત્રુટિયા હમે એસા કરને કી આજ્ઞા નહિ દેતી થી કિન્તુ દુસરી ઓર ભાવોં કા સમુદ્ર જો હૃદય મેં જોર માર રહા થા ઔર ઉત્સાહ તથા સમુદ્ર શ્રદ્ધા કી લહૅરે જો આપ જૈસે કર્મયોગી કી મેઘનાદ સે ઉમડી જાતી થી ફટ પડી - હૃદય રૂપી સમદ્ર મેં જ્વારભાટા આ ગયા. દુર્બલમન રૂપી તટ પરાજિત હુઆ - હૃદય કી જીત હુઈ - આપ કી સહન શીલતા તથા વિશ્વપ્રેમ ને હમારે ઉત્સાહ કો ઔર ભી બઢા દિયા એવં હમેં યહ સાહસ હુઆ કિ હમ શ્રીમાન કે સન્મુખ ઉપસ્થિત હો સકેં.

હે હૃદેયશ હમારી દશા ઈસ સમય ઠીક વૈસી હૈ જૈસી સુલીક્ષકી ઉસ સમય થી જબ મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામચન્દ્ર ઉનકે સન્મુખ ખડે થે। ભગવન ઈસ સમય કર્તવ્ય વિમુઢ સે હો રહે હૈ, હમ અપને ભાવો કો પ્રગટ કરને મેં ભી બિલકુલ અસમર્થ હૈ. હમ બડે ઇચ્છુક હૈ કિ અપની સચ્ચી દશા અપને સર્વશ્રેષ્ઠ ગુરુ કે સામને રખ દેં કિન્તુ હમારે પાસ શબ્દ નહીં, કુછ લજ્જા હમારી રાહ મેં બાધક હૈ।

હે વર્તમાન યુગ કે કર્મ યોગી કૃષ્ણ! હમ ઈસ સિદ્ધાંત સે ભલિ ભાંતિ પરિચિત હૈ, 'રાજ્ય શિક્ષા (સરકારી તાલીમ) કિતની હી અચ્છી કયોં ન હો કભી ભી રાષ્ટ્રીય શિક્ષા (કૌમી તાલીમ) કી બરાબરી નહીં કર સકતી।' હમ ભારત મેં પ્રચલિત વર્તમાન શિક્ષા પ્રણાલિ કી ત્રુટિયોં કો ભી કુછ કુછ જાનતે હૈ કિન્તુ શોક કિ દાસતા દીર્ઘ કાલ કી દાસતા ને હમારે જાતિય હૃદયકી - દુર્બળતા કી પરાકાષ્ઠા તક પહુંચા દિયા હૈ - હમારે રાષ્ટ્રિય ભાવ ઇતને કુંઠિત હો ગયે હૈ - હમારી વિવેક બુદ્ધિ ઐસી શૂશ્રુષા હો ગઈ કિ હમ વહ જાનતે હુએ ભી કિં વર્તમાન શિક્ષા પ્રણાલી હમેં ઉન્નતિ કી ઔર ન લે જાકર અવનતિ કે કૂપ મેં ગિરા રહી હૈ - ઈસસે હમારી સભ્યતા-રાષ્ટ્રિયતા ગરિમા-જ્ઞાન-વિજ્ઞાન-સમાજ તથા ધર્મ કો હર પ્રકાર કી હાનિ પહુંચ ચુકી હૈ ઔર પ્રતિ દિન પહુંચ રહી હૈ - ઈસ સે હમારી આત્મિક-માનસિક અથવા શારીરિક શક્તિયોં કા વિકાસ ન હોકર ઉન કા હ્રાસ હોતા હૈ - યહ હમે ભાતૃપ્રેમ દેશભક્તિ - માતૃ પિતૃ ભક્તિ વિશ્વ પ્રેમ - વીરતા કર્તવ્ય પરાયણતા એવં નમ્રતા કે પાંઠ ન પઢા કર અસત્ય ઔર હાનિ કારક શિક્ષા દેતી હૈ, ભારત કી વર્તમાન ફુટકી બહુત અંશો મેં ઉત્તરદાયી વર્તમાન શિક્ષણ પ્રણાલી હો હી હમ યહ સબ જાનતે હૈ કિન્તુ ફિર ભી ત્યાગના નહીં ચાહતે। ઈસ સમય હમારા સમ્બધ એક ઐસી સંસ્થા સે હૈ કિ જો ન તો બિલકુલ સરકારી હી હૈ ઔર ન પૂર્ણતયા રાષ્ટ્રીય. જિસકા બાહ્ય ઢાંચા તો સરકારી હૈ કિન્તુ આંતરિક ભાવ રાષ્ટ્રીય। ભગવન્ હમ કેવલ એક બાત કા ગૌરવ કરતે હૈં ઔર વહ હૈ દરિદ્રતા અથવા દરિદ્રનારાયણ। વહ એક દુખદાઈ સત્ય હૈ - ઈસ મેં લેશ માત્ર ભી અતિશયોક્તિ નહીં કિ દેશ મેં શાયદ હી કોઈ સંસ્થા ઐસી હો જો ઐસી આપત્તિઓ મેં ચલ રહી હો જૈસી મેં કો હમારી નિર્ધન સંસ્થા ચલ રહી હૈ! હમ શિલ્પકારી કી શિક્ષા દેના ચાહતે હૈ। પુસ્તકાલય બઢાના ચાહતે હૈ Ca dering carpet making આદિ દૂસરે શિલ્પો તથા લકડી અથવા લોહે કે કાર્ય કિ શિક્ષા દેના ચાહતે હૈ કિન્તુ નિર્ધનતા અથવા ધનાભાવ કુછ ભી નહીં કરને દેતા દેના કિન્તુ હમેં ભારત કે ભવિષ્યમેં પૂર્ણ વિશ્વાસ હે એવમ્ હમ નિરાશ નહીં હૈં। હમઆપસે રાષ્ટ્રીયતા, દેશભક્તિ, અહિંસા, સત્યવ્રત, એકતા અથવા પરસ્પર પ્રેમ આદિ કા પાઠ પઢા હૈ ઔર ઉસી કે પ્રતાપ સે હમ ઈસ ગાડી કો ખીંચ રહ હૈં ઔર હમેં પૂર્ણ વિશ્વાસ હૈ કિ ચુંકી હમારા આદર્શ નિસ્વાર્થ હૈ અવં હમ અવશ્ય સફળ હોંગે।

ઈસ સિદ્ધાંત લે કિ વિદ્યાર્થીયોં કો રાજનીતિ મેં ભાગ લેના

ચાહીયે અથવા નહી, દાર્શનિક તર્ક મેં ન પડતે હુંયે ભી હમારી યહ ધારણા હૈ કિ જિસ દેશો મેં માતૃભૂમિ ઈસ સમય હૈ ઉસકો દૂર કરનેકા ભરસક પ્રયત્ન ન કરના અથવા ઉસકે વિષય મેં ઉદાસીન હોના કભીભી ભારત કે યુવક વિદ્યાર્થીઓ કા ધર્મ નહીં હો સકતા!

હે રોગી ભારત કે ધન્વન્તરિ! ઈસ સમય સારે દેશ કી આંખે આગામી ઐતિહાસિક લાહોર કોંગ્રેસ ઔર લગ રહી હૈં। જિસ દૂર દર્શિતા સે આપને ઉસકા સભાપતિત્વ ભારત યુવક સમ્રાટ જવાહરલાલ જી કો દિયા હૈ વહ અવરણનીય હૈ, હમ ઉસ કે લિયે પ્રથમ બધાઈ આપકો દેને મેં અસમર્થ હૈ!

હૈ દિનબંધુ હમ આપ સે કેવલ આપ કા તથા નાતેશ્વરીકા હાર્દિક આશિર્વાદ ચાહતે હૈં હમ દીન હૈં, અજ્ઞાન હૈ આપ દીનાનાથ અથવા જ્ઞાનકે સમુદ્ર હૈં, ઈસી નાતે સે હમેં વિશ્વાસ હૈ કિ આપ હમારી ત્રુત્રિયોં કે લિયે ક્ષમા કરેંગે ઔર હમારી તુચ્છ ભેટ કો સ્વીકાર કરકે હમે કૃતાર્થ કરેંગે અથવા હમેં ઉચિત શિક્ષા ભી પ્રદાન કરેંગે.

પરમ પિતા પરમાત્મા સે અન્ત મેં કેવલ યહી વિનય હૈ કિ હમ આપ કે બતલાયે હુએ સુપથ પર ચલ સકે ઔર દેશ કે લિયે - કી તરહ હસતે હસતે બલિ દે સકે! વન્દેમાતરમ્.

*હમ હૈ આપ કે તુચ્છ સેવક*
*અધ્યાપક તથા વિદ્યાર્થીગણ*
*પબ્લિક હાઈસ્કૂલ*
*શામલી*
*મુજફ્ફરનગર.*

ઓરૂમ

*વંદેમાતરમ્* *ભારત માતા કી જય*

અભિનન્દન પત્ર ·

અધ્યાપક તથા વિદ્યાર્થી ગણ પબ્લિક સ્કૂલ શામલી જિલ્લા મુઝફ્ફરનગર પ્રાન્ત દિલ્લી તરફથી સેવામાં પરમ પુજ્ય - ભારત માતા કસ્તૂરા બાઈ તથા ભારત ના સાચાપિતા ગુરુ તથા ભારત હૃદય સમ્રાટ સત્યની સાંપ્રત મૂર્તિ - શાંત અથવા અહિંસા ના અવતાર મહાત્મા મોહનદાસ કરમચન્દ ગાંધી - પૂજનીયમાનિશ્વરે તથા પૂજનીય ગુરુવર તથા પિતુષરને હાથ જોડી વંદન

અમે આપના તુચ્છ સેવક અને અલ્પ શિષ્યો સૌ પ્રથમ અમારી ધૃષ્ટા માટે ક્ષમા માંગીએ છીએ, જે કૃત્યમાં અમે સહભાગી છીએ. અમે ઇચ્છતા હતા કે અમે આપની સમક્ષ ન આવીએ. અમારી અનેક ત્રુટિઓ અમને તેમ કરતા રોકતી હતી. પરંતુ બીજી બાજુ લાગણીઓનું જે પુર અમારા હૃદયમાં ઉમટી રહ્યું હતું અને અમારો ઉત્સાહ તથા શ્રદ્ધાની લહેર જે આપ જેવા કર્મયોગીની હાકલથી ઉમટી હતી તેના કારણે અમારા હૃદય રૂપી સમુદ્રમાં ભરતી આવી છે. નિર્બળ મન પરાજિત થયું છે અને હૃદયના ભાવોની જીત થઈ છે. આપની સહનશીલતા અને વિશ્વ પ્રેમએ અમારો ઉત્સાહ ખૂબ વધારી દીધો છે. પરિણામે અમે આપની સન્મુખ ઉપસ્થિત થવાનું સાહસ કર્યું છે.

હે હદેયશ, અમારી સ્થિતિ અત્યારે બિલકુલ એવી છે જેવી મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામની સન્મુખ ઉભેલા સુલીક્ષની હતી. ભગવન્ એ સમયે કર્તવ્ય વિમુખ થઈ ગયા હતા. અમે પણ અત્યારે અમારી લાગણીને અભિવ્યક્ત કરવા અસમર્થ છીએ. અમે ખૂબ ઇચ્છુક છીએ કે અમારી વાસ્તવિક સ્થિતિ અમારા શ્રેષ્ઠ ગુરુ સમક્ષ રજૂ કરીએ. પરંતુ અમારી પાસે તે માટે શબ્દો નથી અને અમારો સંકોચ અમારા માર્ગમાં બાધા રૂપ બની રહેલ છે.

હે વર્તમાન યુગના કર્મયોગી કૃષ્ણ, અમે એ સિદ્ધાંતથી સારી રીતે પરિચિત છીએ કે 'રાજ્યશિક્ષા, સરકારી તાલીમ ગમે તેટલી સારી કેમ ન હોય ક્યારેય રાષ્ટ્રીય શિક્ષાની બરાબરી કરી શકતી નથી.' અમે ભારતમાં કાર્યરત વર્તમાન શિક્ષા પ્રણાલીની ક્ષતિઓને પણ મહદ્ અંશે જાણીએ છીએ. પરંતુ દુ:ખની વાત છે કે અમારી ગુલામી એ અમારા હૃદયની નિર્બળતાને અંતિમ ચરણ સુધી પહોંચાડી દીધેલ છે. અમારી રાષ્ટ્રીય ભાવના કુંઠિત થઈ ગઈ છે, અમારી વિવેક બુદ્ધિ અચેતન થઈ ગઈ છે. અમે એ જાણીએ છીએ કે વર્તમાન શિક્ષા પ્રણાલી, અમને પ્રગતિના સ્થાને અધોગતિના માર્ગે લઈ જઈ રહી છે, તેનાથી અમારી સભ્યતા, રાષ્ટ્રીયતા, વીરતા, જ્ઞાન, વિજ્ઞાન, સમાજ, તથા ધર્મને સર્વ પ્રકારે નુકશાન પહોંચ્યું છે. અને પ્રતિદિન પહોંચી રહ્યું છે. તેનાથી અમારી આત્મિક, માનસિક અથવા શારીરિક શક્તિઓનો વિકાસ થવાને બદલે તેનો હ્રાસ થઈ રહ્યો છે. તે અમને માતૃપ્રેમ, દેશપ્રેમ, માતપિતૃ ભક્તિ, વિશ્વપ્રેમ, વીરતા, કર્તવ્ય પરાયણતા અને નમ્રતાના પાઠ ભણાવવાના બદલે અસત્ય અને હાનિકારક શિક્ષા

આપે છે.

ભારતના વર્તમાન વિભાજન માટે આ જ શિક્ષા પ્રણાલી જવાબદાર છે. અમે એ જાણીએ છીએ. પરંતુ આમ છતાં તેનો ત્યાગ કરી શકતા નથી. અત્યારે અમારો સંબંધ એક એવી સંસ્થા સાથે છે જે ન તો સંપૂર્ણ સરકારી છે, ન સંપૂર્ણ રાષ્ટ્રીય. જેનું માળખું તો સરકારી છે પણ તેનો આંતરિક ઉદ્દેશ રાષ્ટ્રીય છે. ભગવન્, અમે માત્ર એક જ વાતનો ગર્વ લઈએ છીએ, અને તે છે અમારી દરિદ્રતા અથવા દરિદ્રનારાયણ, જે એક દુઃખદ સત્ય છે. જેમાં જરા પણ અતિશયોક્તિ નથી કે દેશમાં ભાગ્યે જ કોઈ સંસ્થા એવી હશે જે આવી આપત્તિઓમાં ન ચાલતી હોય, જેવી સ્થિતિમાં અમારી નિર્ધન સંસ્થા ચાલી રહી છે. અમે શિલ્પકળાનું શિક્ષણ આપવા માંગીએ છીએ, શેતરંજી બનાવતા શીખવાડવા માંગીએ છીએ. આ સિવાય અન્ય કળાઓ જેવી કે લાકડા અને ધાતુ કલાનું શિક્ષણ પણ આપવા માંગીએ છીએ. પરંતુ નિર્ધનતા અથવા ધન અભાવને કારણે અમે કશું કરી શકવાને અસમર્થ છીએ. અમે આપ પાસેથી રાષ્ટ્રીયતા, દેશભક્તિ, અહિંસા, સત્યવ્રત, એકતા, અને પરસ્પર પ્રેમના પાઠ શીખ્યા છીએ. તેના કારણે અમે આ સંસ્થાનું કાર્ય કરતા રહ્યા છીએ. અને અમને પૂર્ણ વિશ્વાસ છે કે અમારો ઉદ્દેશ સંપૂર્ણ નિસ્વાર્થ હોવાને કારણે અમને જરૂર સફળતા મળશે.

આ સિદ્ધાંતના સંદર્ભમાં વિદ્યાર્થીઓએ રાજનીતિમાં ભાગ લેવો જોઈએ કે નહિ એ તાર્કિક ચર્ચામાં ન પડતા, અમારો એ વિચાર છે કે જે દેશની માતૃભૂમિ આજની સ્થિતિમાં હોય તેને દૂર કરવા વિદ્યાર્થીઓ દ્વારા સક્રિય પ્રયાસો ન કરવા એ વિદ્યાર્થીઓ ધર્મ ન હોઈ શકે. હે રોગી ભારતના ધન્વંતરિ! આ સમયે સમગ્ર ભારતની નજર આગામી લાહોર કોંગ્રેસ પર મંડાયેલી છે. જે દૂરંદેશીથી આપે તેનું સુકાન ભારતના યુવક સમ્રાટ જવાહરલાલજીને સોંપ્યું છે તે અવર્ણનીય છે, અમે તે માટે આપને અભિનન્દન આપવા અસમર્થ છીએ.

હે દિનબન્ધુ અમે માત્ર આપના તથા માતેશ્વરીના આશીર્વાદ ઇચ્છીએ છીએ. અમે નિર્બળ છીએ, અજ્ઞાન છીએ. આપ દીનાનાથ છો, જ્ઞાનના સાગર છો. એ દૃષ્ટિએ અમને વિશ્વાસ છે કે આપ અમારી ક્ષતિઓ માટે અમને ક્ષમા કરશો અને અમારી તુચ્છ ભેટ સ્વીકારી અમને કૃતાર્થ કરી, અમને યોગ્ય માર્ગદર્શન આપશો.

અંતે અમે પરમ પિતા પરમાત્માને એટલી જ વિનંતી કરીએ છીએ કે આપે ચીંધેલા સુમાર્ગ પર અમે ચાલી શકીએ અને દેશના માટે હસતાં હસતાં બલિદાન આપી શકીએ. વન્દેમાતરમ્.

અમે છીએ આપના તુચ્છ સેવક
અધ્યાપક તથા વિદ્યાર્થી ગણ
પબ્લિક હાઇસ્કૂલ
શામલી
મુજફ્ફરનગર.

માનપત્રમાં કોઈ પણ સ્થાને માનપત્ર આપ્યાની તારીખ આપવામાં આવી નથી. પણ ગાંધીજીની દિનવારી શામલી (સં.પ્રા., જી. મુજફ્ફરનગર)ની મુલાકાત ગાંધીજીએ 27 ઑક્ટોબર 1929ના રોજ લીધાનો ઉલ્લેખ છે.[1] એ સંદર્ભે આ માનપત્ર ગાંધીજીને 27 ઑક્ટોબર 1929ના રોજ આપવામાં આવ્યાનું સિદ્ધ થાય છે. સંયુક્ત પ્રાંતની મુલાકાત અન્વયે ગાંધીજી 26 ઑક્ટોબરના રોજ સહરાનપુરથી મુજફ્ફરનગર આવ્યા હતા. મુજફ્ફરનગરથી દેવબંધ થઈ તેઓ શામલી આવ્યા હતા. શામલીમાં તેમને આ માનપત્ર આપવામાં આવ્યું હતું. શામલીમાં તેમનું રોકાણ ઝાઝું ન હતું. શામલીથી તેઓ મીરત આવ્યા હતા. મીરતમાં તેમનો ઉતારો આચાર્ય કૃપાલાનીજીના આશ્રમમાં હતો. અત્રે મીરત કાવત્રા કેસના કેદીઓ સાથે તેમણે દોઢ કલાક વાતચીત કરી હતી. મીરતમાં તેમને મ્યુનિસિપાલિટી, જિલ્લા બોર્ડ અને કૉલેજના વિદ્યાર્થીઓના તરફથી એમ ત્રણ માનપત્રો આપવામાં આવ્યાં હતા.[2]

આ માનપત્ર હિન્દીમાં હસ્તલિખિત છે. ભાષાકીય દૃષ્ટિએ સાધારણ છે. અલબત્ત તે માહિતી પ્રચુર છે. તેમાં સ્થાનિક વિગતો સાથે એ સમયના અંગ્રેજી શિક્ષણ - શિક્ષણનાં દૂષણો અને રાષ્ટ્રીય વિષયોનો ઉલ્લેખ જોવા મળે છે. માનપત્રનો આરંભ કસ્તૂરબા અને ગાંધીજી માટે લાંબા સંબોધન, 'ભારત કે સચ્ચે પિતા ગુરુ તથા ભારત હૃદય સમ્રાટ સત્ય કી સાંપ્રત મૂર્તિ - શાંત અથવા અહિંસા કે અવતાર' દ્વારા કરવામાં આવ્યો છે.

માનપત્રના બીજા પેરેગ્રાફમાં સુંદર ઉપમા આપી ગાંધીજીને સન્માનિત કરવામાં આવ્યા છે. વાલ્મિકી રામાયણમાં ત્રીજો

આરણ્યકાંડ છે. તેના સાતમા અને આઠમા સર્ગમાં ઋષિ સુતીક્ષ્ણની વાત આવે છે. સુતીક્ષ્ણ ઋષિએ ભગવાન રામના દર્શન માટે ખૂબ તપ કર્યું હતું. તેમના તપને કારણે ભગવાન ઇન્દ્ર તેમને લેવા આવ્યા. પણ તેમણે ભગવાન રામના દર્શન વગર જવાની ના પાડી દીધી. પણ એક દિવસ અચાનક ભગવાન રામ તેમની સામે આવી ઊભા રહ્યા. અને ઋષિ સુતીક્ષ્ણ ભગવાન રામને પોતાની સામે જોઈ અવાક્ બની તેમને જોઈ રહ્યા. માનપત્રમાં આ ઉપમા આપી કહેવામાં આવ્યું છે કે ભગવાન રામને પોતાની સામે જોઈને જે સ્થિતિ ઋષિ સુતીક્ષ્ણની થઈ હતી, તેવી જ સ્થિતિ મહાત્મા ગાંધીજીને જોઈને શામલીના અધ્યાપકો અને વિદ્યાર્થીઓની થઈ છે. માનપત્રનો ત્રીજો પેરેગ્રાફ લાંબો અને માહિતીપૂર્ણ છે. જેમાં અંગ્રેજ શિક્ષણપ્રથા દ્વારા દેશમાં વ્યાપેલ અરાજકતા એ દેશની રાષ્ટ્રીયતાને કુંઠિત કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યાનો ઉલ્લેખ જોવા મળે છે. વળી, રાષ્ટ્રીય શિક્ષા અને વ્યાવસાયિક શિક્ષા માટેની નાણાકીય મર્યાદાઓ હોવા છતાં ગાંધીજીના આદર્શોને આચરણમાં મૂકી થઈ રહેલા મૂલ્યવાન પ્રયાસોનો પણ અત્રે ઉલ્લેખ જોવા મળે છે. માનપત્રના ચોથા પેરેગ્રાફમાં આગામી 29 થી 31 ડિસેમ્બર 1929ના રોજ લાહોર મુકામે મળનાર કોંગ્રેસના 44મા અધિવેશનનો ઉલ્લેખ છે. જેના પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરુની ગાંધીજીએ કરેલ પસંદગીને બિરદાવવામાં આવેલ છે. 1929ના ડિસેમ્બરમાં લાહોરમાં મળેલ કૉંગ્રેસના અધિવેશનના મંત્રીઓ ડૉ. સૈયદ મહમ્મદ, શ્રી પ્રકાશ અને શ્રી જયરામદાસ દોલતરામ હતા. જ્યારે સ્વાગત મંત્રી ડૉ. સેફૂદ્દીન હતા.[3] આજે પણ રાજકારણમાં વિદ્યાર્થીઓએ સક્રિય ભાગ લેવો જોઈએ કે નહિ તે ચર્ચાનો મુદ્દો છે. એ જ બાબતનો ઉલ્લેખ માનપત્રના પાંચમા પેરેગ્રાફમાં જોવા મળે છે. વિદ્યાર્થીઓએ રાજનીતિમાં ભાગ લેવો જોઈએ કે નહિ એ તાર્કિક ચર્ચામાં ન પડતા, માતૃભૂમિ કાજે સક્રિય રાજકારણમાં પડવાને વિદ્યાર્થીઓનો ધર્મ તરીકે માનપત્રમાં સ્વીકારવામાં આવેલ છે. આ એ યુગની વાત છે જ્યારે ગોળમેજી પરિષદ અને સાંસ્થાનિક સ્વરાજ આપવા અંગે દેશમાં વાતાવરણ અત્યંત ગરમ હતું. હિંદના ભાવિ બંધારણની ચર્ચા કરવા માટેની ગોળમેજી પરિષદ માટે, બ્રિટિશ પ્રધાનમંડળ તરફથી હિંદનાં આગળ પડતા રાષ્ટ્રિય આગેવાનોને અપાનાર ખૂબ ગવાઈ ગયેલા આમંત્રણ વિશે 28 ઑક્ટોબર 1929ના રોજ ફ્રી પ્રેસના પ્રતિનિધિને આપેલ મુલાકાતમાં ગાંધીજીએ કહ્યું હતું :

'એ બાબતમાં મને રસ નથી. હું એ વિશે મૌન સેવવાનું પસંદ કરું છું. જો લાહોર કૉંગ્રેસ સુધીમાં સંસ્થાનિક સ્વરાજ ન આપવામાં આવે તો એ અધિવેશનમાં આવનાર કાર્યક્રમના પ્રશ્ન વિશે પણ હું મૌન સેવવાનું પસંદ કરું છું. પણ મારે ફરીને કહેવું જોઈએ કે જો આ વર્ષ દરમિયાન સંસ્થાનિક સ્વરાજ આપવામાં નહિ આવે તો આવતા વર્ષથી હું સંપૂર્ણ સ્વાતંત્ર્યનો પક્ષકાર બનીશ.'[4]

27 ઑક્ટોબર 1929ના રોજ શામલીથી ગાંધીજી મેરઠ (મીરત) આવ્યા હતા. ત્યાં પણ તેમને માનપત્રો આપવામાં આવ્યાં હતા. મેરઠની જાહેર સભામાં તેમણે કહ્યું હતું. 'મેરઠની રાષ્ટ્રીય સેવાના કાર્યનો સ્તર જોકે 1921 કરતાં નીચો છે છતાં તે ઠીક ઠીક સારો છે. રૂપિયા 14,000ની રકમ કંઈ નાનીસૂની નથી. છતાં તે મારી જરૂરિયાતને સંતોષી શકે એવડી નથી. મેં પોતે ગરીબાઈના અવતાર સમા દરિદ્રનારાયણની સેવાનો ધર્મ અંગીકાર કર્યો છે એટલે મારી માંગણી સહેજે પૂરી પડે એવી નથી.'[5]

શ્રી ગાંધીએ વધારે પ્રમાણમાં ખાદીનો ઉપયોગ કરવા વિષે અસ્પૃશ્ય નિવારણ વિશે તથા હિંદુ મુસ્લિમ ઐક્ય વિશે દલીલ પૂર્વક લોકોને સમજ આપી. તેમણે કહ્યું, 'ત્રીસ કરોડ હિંદીઓ આખી દુનિયાને હલાવી શકે. અને તેઓ જો ખાદી અપનાવે તો હું મેરઠ કાવતરા કેસના કેદીઓને જેલમાંથી છોડાવવાનું માથે લઈ શકું.' તેમણે લોકોને દારૂ તથા બીજા કેફી પદાર્થો છોડી દેવાનો અનુરોધ કર્યો. અને સ્થાનિક સ્વરાજ શાસન હેઠળના પ્રધાનોની આબકારી નીતિની ઝાટકણી કાઢી. કેફી પદાર્થોની પાછળ દર વર્ષે 25 કરોડ રૂપિયાનો ધુમાડો થાય છે એમ જણાવી તેમણે આબકારી આવકમાંથી કેળવણી ખાતાનો ખર્ચ કાઢવાની નીતિને વખોડી કાઢી'[6]

પાદટીપ :

1. ગાંધીજીની દિનવારી, પૃ. 664
2. એજન., પૃ. 262.
3. કોઠારી, વિઠ્ઠલદાસ મગનલાલ, મહાસભાના ઠરાવો. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, સપ્ટેમ્બર 1948, પૃ. 411
4. ગાંધીજીનો અક્ષર દેહ 42, પૃ. 64
5. ગાંધીજીનો અક્ષર દેહ 42, પૃ. 59
6. એજન., પૃ. 59



વેદ-આચમન (૧૩૫)

# કર્તાની કારીગરી

કપિલભાઈ ઓઝા

**મૂળ મંત્ર**

*वनेषु व्यन्तरिक्षं ततानवाजमर्वत्सु पयडउस्त्रि यासु ।*
*हृत्सु क्रतुंम वुरुणे विक्ष्वग्निं दिविसूर्य मदधात् सोममद्रौ ॥*
*(યજુર્વેદ ૪/૩૧/; ઋગ્વેદ ૫/૮૨/૨)*

**શબ્દાર્થ :**

(वुरुण:) વરણીય પરમાત્માએ (वनेषु) વનો-જંગલો-વૃક્ષોની ઉપર (વધવા માટે) (अन्तरिक्षम्) અંતરિક્ષને અંતરિક્ષરૂપી સમુદ્ર જળને, (अर्वत्सु) ભાર ખેંચનાર ઘોડા ઈ. પશુઓમાં, (वाजं) બળ તથા વેગને, (अस्त्रियासु) દૂધાળાં ઢોર-ગાય, ભેંસ ઈ.માં (पय:) દૂધનો (वि, ततानि) વિસ્તાર કર્યો છે. વળી તેણે જ (हृत्सु) હૃદયોમાં (क्रतुम्) દયાભાવના, સહકારના કર્મોને, (विक्षु) પ્રજાઓમાં (अग्निम्) અગ્નિ જેવી ચેતના, જાગૃતિ તથા કાર્યકુશળતા (તથા) (दिवि) દ્યુલોકમાં (सूर्यम्) પ્રકાશમાન સૂર્યને, (अद्रौ:) પર્વત અથવા મેઘમંડળોમાં (सोमम्) રસ-રસાળ જળને (अदघात्) ધારણ કર્યાં છે.

*(મહર્ષિ દયાનંદ સરસ્વતીજીના વેદભાષ્યને આધારે)*

**વિચારવિસ્તાર**

વેદમંત્રો એ જીવંત મહાકાવ્યો છે. જેને માણતા આવડે તે જ માણી શકે. વેદો કાવ્યમય છે. તેથીસ્તો દરેક વેદમંત્રનો એક એક છંદ છે. સાહિત્યમાં છંદનો સંબંધ કેવળ કાવ્ય સાથે છે. નિબંધ કે અન્યત્ર નહીં. વળી કાવ્યો તો પ્રસન્નતાનું - અંતઃકરણની સહજ સ્ફુરણાનું સર્જન છે. જ્યાં રુક્ષતા છે ત્યાં કાવ્ય નથી, ત્યાં પ્રસન્નતા ક્યાંથી હોય? રુક્ષ તથા કેવળ વૈયાકરણી પંડિતોએ વેદોને રુક્ષ બનાવી આમસમાજથી વિમુખ કર્યા છે. વેદકાવ્યો એ રીતે આદિ કાવ્યો છે. તે સહજ વ્યક્ત સ્વરૂપો છે. તેમાં સૃષ્ટિનાં અનેક રહસ્યોને રમતરમતમાં છતાં કરી દીધાં છે. લોકગીતો, ભડળી વાક્યો, ગામઠી છંદ-દુહા એ વેદમંત્રોનું માનવસહજ રૂપ છે.

ઉપરનો મંત્ર તે એવું જ એક સહજ સ્ફુરણ છે. જે સ્ફુરણા યજુર્વેદમાં વત્સ ઋષિને થઈ તેવું જ દર્શન ઋગ્વેદમાં અત્રિ ઋષિને થયું. મંત્રમાં કોઈ પણ શબ્દાડંબર વગર સૃષ્ટિકર્તાની કળા વર્ણવી છે. ભક્ત કવિ નરસિંહ મહેતાએ ગાયું, 'શું થયું વેદ વ્યાકરણ વાણી વદે એ છે પરપંચ પેટ ભરવા તણા, આતમરામ પરિબ્રહ્મ ન જોયો. ભણે નરસૈયો કે તત્ત્વદર્શન રત્ન ચિંતામણી જન્મ ખોયો.' વળી તેણે કહ્યું, 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જૂજવે રૂપ અનંત ભાસે.' આ એક જ પંક્તિમાં સાર આપ્યો છે.

ગુજરાતના મૂર્ધન્ય તથા કોઠે ડાહ્યા એવા કવિ દલપતરામ ડાહ્યાભાઈએ (દ.દ.ડા.એ) ઉપરના મંત્રને સહજ વાણીમાં લખ્યો :

*'જગત્ કર્તાએ જગમાં જેહ*
*ઉપજાવી વસ્તુઓ તેહ,*
*સુખ પામે તેથી સંસાર,*
*ગુણ ગણતાં નહિ આવે પાર.*
*પૃથ્વી, પાણી, પ્રૌઢ પહાડ,*
*ઝાડીમાં ઝાઝાં જે ઝાડ,*
*બળદો, હય, હાથી બળવાન*
*વાહન તે જેવા વિમાન*
*ચંદ્ર રવિ તારાં ચળકાટ*
*ઠીક કરાવ્યો તેનો ઠાઠ,*
*સમાસમાના સુખનો સાજ*
*કીધો માનવીઓને કાજ.'*

કવીશ્વરે જાણે-અજાણે પણ આ વેદમંત્રનો કાવ્યમય આસ્વાદ આપણને કરાવ્યો તે કેટલું તો સરળ તથા સહજ છે! આ કાવ્યને માણ્યા પછી ઉપરનો મંત્ર સમજવો બહુ સહેલું થયું છે.

સૃષ્ટિકર્તાએ આ પૃથ્વી પર જીવમાત્રને રહેવા અનુકૂળ વ્યવસ્થા કરી છે. પદાર્થોનું અવલોકન કરવા સૂર્ય-ચંદ્રનો પ્રકાશ, હવા, પાણી, તેજ તથા અગ્નિ બનાવ્યાં. કાષ્ટ (લાકડાં)માં પણ અગ્નિ મૂક્યો જે ઘર્ષણથી તણખા રૂપે બહાર આવે છે. અન્ન માટે વનસ્પતિ, વૃક્ષો માટે જળ, જળ માટે વરસાદ તથા પર્વતો, પર્વતોનો વિસ્તાર કરવા વિશાળ પૃથ્વી તથા આકાશ બનાવ્યાં. પ્રાણીઓમાં પણ જઠરાગ્નિ રૂપે અગ્નિ રાખ્યો.

અજબ કારીગર છે આ ઈશ્વર! આસ્તિકો તેને માને છે, નાસ્તિકો તેને નકારે છે. પરંતુ તેટલામાત્રથી તેને કોઈ ફરક નથી પડતો. તે પોતે તો અલિપ્ત છતાં સર્વમાં વિદ્યમાન છે. પદાર્થ છે તો તેનો બનાવનાર પણ હોવો જોઈએ. તેને કારણબળ કહો. માટલું ફૂટ્યા પછી પણ તેનું હોવું એ નકારી શકાતું નથી. આ એક આશ્ચર્ય છે કે અનંતકાળ પૂર્વેથી ચાલી આવતી આ વ્યવસ્થા હવે પછીના અનંતકાળ સુધી પણ અસ્ખલિત રીતે રહેશે. તેમાં વિક્ષેપ કરવાનાં માઠાં ફળો પર્યાવરણની રીતે આપણે ભોગવીએ છીએ. આપણે આ રચના તથા તેના કર્તા - કારીગરીને ખરા અર્થમાં સમજીએ. □

લઘુકથા

## સાખ

### ચેતન શુક્લ

**થો**ડીવારમાં તો સ્કૂલની બહાર ઊભેલા છોકરાઓની સંખ્યા નહીંવત્ થઈ ગઈ. બેચાર બીજા વિદ્યાર્થીઓની સાથે ચિન્ટુ પણ રાહ જોતો ઊભો હતો. મમ્મીનો વારો હોય તો કાયમ દસ મિનિટ પહેલાં જ આવીને ઊભી રહી હોય, પણ આજે પપ્પાનો વારો હતો. એણે ધીરે ધીરે ચાલવાનું ચાલુ કર્યું.

પથ્થરને ઠેસ મારતો એ ચાલતો જતો હતો એમાં એને યાદ આવ્યું કે જ્યારે એસ.એસ.સીનાં ફોર્મ ભરવાનાં હતાં ત્યારે પ્રિન્સિપાલે સમજાવ્યું હતું કે, 'જેમ ઘરના ઘડતરમાં માતા અને પિતાનો ફાળો મહત્ત્વનો હોય છે, એમ દસમું અને બારમું ધોરણ તમારી કારકિર્દી માટે મહત્ત્વના પાયા છે.' ચિન્ટુએ મનોમન જાતને પૂછ્યું, 'મારું ઘર કયું?'

ફરી એણે એક પથ્થરને ઠેસ મારી. ગયા રવિવારે પપ્પાએ સોફામાં બેસાડી સમજાવ્યો હતો કે 'જો બેટા આ દુનિયામાં પૈસા વગર કશું જ શક્ય નથી. જો તું લાઇફ સારી જીવવા માંગતો હોય તો કોર્ટમાં એમ કહેજે કે તારે મારી પાસે રહેવું છે.'

ચિન્ટુને એ જ સમયે મમ્મી યાદ આવી. એ કહેતી હતી : 'બેટા જિંદગીમાં પૈસા એકલા જરૂરી નથી. નૈતિકતા જ તમને સારા માણસ તરીકેની ઓળખાણ આપી શકે.'

દ્વિધામાં અટવાયેલા ચિન્ટુએ આ વખતે એક પથ્થરને જોરથી ઠેસ મારી. પથ્થર ઉછળીને રેલવેના પાટાની બાજુમાં ઊગેલા આંબા સુધી પહોંચ્યો. ધોમધખતો તાપ છોડી ચિન્ટુ આંબા નીચે પહોંચ્યો. લચી પડેલી લીલી કેરીઓ જોઈને મમ્મીએ કરેલો છણકો યાદ આવ્યો કે, 'તારા પપ્પાએ તને જે કેરી ખવડાવી એ તો કાર્બનથી પકવેલી હશે. સમયથી પહેલા પકવેલી. ખરેખર તો કેરીમાં જ્યારે સાખ પડે ત્યારે જ એ કુદરતી રીતે પાકેલી કહેવાય, ત્યારે જ ખવાય.' બીડીના ઠૂંઠાને ફૂંકતા એક કાકા, જે આંબાના થડને અડીને બનાવેલા નાના માંચડા પર બેઠેલા તે ચિન્ટુની સામું ટગરટગર જોઈ રહેલા. ચિન્ટુ પણ મનોમન વિચારી રહ્યો કે આખું વરસ રેઢા રહેતા આંબા પર પણ કેરી બેસતા જ રખેવાળની જરૂર પડતી હોય તો.

એટલામાં જ આવેલી ધસમસતી ટ્રેનની ચીસમાં એક ચિત્કાર ઉઠ્યો અને કાયમ માટે.... □

લઘુકથા

## બાપ

### રોહિત ખીમચંદ કાપડિયા

**વૈ**ભવશાળી ગાડીમાંથી સફેદ પહેરણ, સફેદ ધોતિયું અને સફેદ ટોપીમાં કાનજીબાપા ઊતર્યા. ગામની ભાગોળે ચોરા પર ભેગા થયેલા એમના જૂના ભેરુઓ તો રાજી રાજી થઈ ગયા. વર્ષો પછી બાપાને નિહાળીને સહુએ પ્રેમથી રામ રામ કર્યા. કોઈકે કહ્યું : 'બહુ વર્ષો પછી ગામ યાદ આવ્યું.' કોઈકે કહ્યું, 'બહુ નસીબદાર છો કે આવો ઠાઠ મળ્યો છે.' કોઈકે કહ્યું 'દીકરા ઘડપણ સાચવી લે એટલે ભયોભયો.' કોઈકે કહ્યું, 'બહુ પુણ્ય કર્યાં હોય તો શ્રવણ જેવો દીકરો મળે ને આમ બાપાને ગાડીમાં ફેરવે.' ત્યારે જ કાનજીબાપાને ચિલ્લાઈને કહેવાનું મન થઈ ગયું : 'ના, મારો દીકરો શ્રવણ નથી. આ ડ્રાઇવર મને વૃદ્ધાશ્રમમાં મૂકવા લઈ જાય છે. ગામ તો વચ્ચે આવ્યું એટલે... પણ એ બોલી શક્યા નહીં કારણ કે આખરે તો એ 'બાપ' હતા. □

 

# સાહિત્યસંપર્ક



## ગોપાલદાસ 'નીરજ'ની ચિરવિદાય

પ્રફુલ્લ રાવલ

'**કા**રવાં ગુજર ગયા, ગુબાર દેખતે રહે ગયે' એ ગીતના કવિ નીરજે 19 જુલાઈએ છેલ્લા શ્વાસ લીધા. એમનું વય તાણું વર્ષનું હતું. મૂળ નામ તો ગોપાલદાસ સકસેના. પિતાનું નામ બાબુ બ્રજકિશોર સકસેના. પણ હિન્દી સાહિત્યજગતમાં નીરજથી ઓળખાયા. ઉપનામ નામ બની ગયું. જન્મ 4 જાન્યુઆરી, 1925માં ઉત્તર પ્રદેશના ઇટાવા જિલ્લાના પુરાવલી ગામમાં થયો હતો. પ્રાથમિક શિક્ષણ લેવાનું આરંભ્યું ત્યાં તો પિતાનું અવસાન થયું. ભણતાં ભણતાં જ કામ કરવાનું ભાગ્યમાં આવ્યું અને છતાં સત્તર વર્ષની વયે 1942માં હાઇ સ્કૂલની પરીક્ષા પ્રથમ વર્ગમાં પાસ કરી. કમાવવું આવશ્યક હતું. એટલે ઇટાવાની કચેરીમાં ટાઇપિસ્ટ તરીકે કામ કર્યું. થોડો સમય સિનેમાઘરમાં નોકરી કરી. ત્યાંથી દિલ્હીના સફાઈ વિભાગમાં ટાઇપિસ્ટ તરીકે જોડાયા. બાલ્કટ બ્રધર્સ નામક એક ખાનગી કંપનીમાં પાંચ વર્ષ ટાઇપ કરવાનું કામ કર્યું. પછી કાનપુરની કૉલેજમાં સેવા આપેલી.

નીરજે 1951માં એમ.એ.ની પરીક્ષા પ્રથમ શ્રેણીમાં પાસ કરી હતી. એક બાજુ જીવનનિર્વાહ માટે કામ કરવું પ્રથમ જરૂરિયાત હતી તો ભણવાની ઇચ્છા પણ એટલી જ પ્રબળ હતી. કામ કરતાં કરતાં ભણ્યા અને એમ.એ.ની ઉપાધિ મળતાં મેરઠની કૉલેજમાં વ્યાખ્યાતાની નોકરી મળી. ત્યારે ગોપાલદાસ સકસેના કવિ નીરજ બની ગયેલા. એમનો રસ તો કવિતા હતો. હતા પણ રંગદર્શી. કૉલેજના વહીવટકર્તાઓને નીરજનું ખુલ્લું વ્યક્તિત્વ ખટક્યું. એમાં વળી નીરજ ક્યારેક વિદ્યાર્થીઓને કવિતા સંભળાવવામાં કૉલેજના વર્ગ લેવાનું ચૂકી જતા. એમનું આવું વર્તન અશિસ્ત ગણાયું અને એમને રાજીનામું આપવાની ફરજ પડી. કવિ તરીકે ધીમે ધીમે લોકપ્રિય થતા જતા હતા. પછી નીરજની અલીગઢની ધર્મસમાજ કૉલેજના હિન્દી વિભાગમાં અધ્યાપક તરીકે નિયુક્તિ થઈ.

પોતાને અનેક મુશ્કેલીઓની ઉપજ માનતા નીરજનું જીવન સરળ રીતે નહોતું વીત્યું. પણ હતું મૂલ્યનિષ્ઠ. જીવનમાં જે સંઘર્ષ કર્યો એ જ એમના સર્જનની ભોંય બની. એટલે એમાં સત્યનો રણકો હતો. આ સત્યની સર્જનાત્મક અભિવ્યક્તિ એ નીરજનું કવિકૌશલ. હિન્દી સાહિત્યમાં એમને કવિપ્રતિષ્ઠા મળી અને ફિલ્મી ગીતકાર તરીકે એ લોકપ્રિય બન્યા. કાવ્યપાઠમાં નીરજ સાવ નોખા હતા. જે શૈલીમાં એ મુશાયરામાં



કાવ્યનો પાઠ કરતા એ શૈલી શ્રોતાઓને મુગ્ધ કરી દેતી. અવાજ તો ખરજનો પરન્તુ ઘૂંટાયેલો. એમને સાંભળવા યુવાનો ઊમટી પડતા. સામાન્ય શ્રોતા સાથે બુદ્ધિમાન શ્રોતાના દિલને નીરજે જીતી લીધેલા. મુશાયરામાં એ વ્યાપી જતા. એક મુશાયરામાં દેવ આનંદે એમને સાંભળ્યા અને એ સાથે નીરજના ભાગ્યની બારી ખૂલી. એ ફિલ્મી દુનિયાના કવિ બની ગયા. પ્રતિષ્ઠા સાથે પ્રસિદ્ધિ ભળી. નીરજ કવિ તરીકે ભારતીય કવિઓની હરોળમાં સ્થાન પામ્યા. ફિલ્મી ગીતો લખવાં મુંબઈ ગયેલા નીરજને ગીતકારની પ્રસિદ્ધિ મળી પરન્તુ પાંચ વર્ષ બાદ એકાએક મુંબઈ છોડીને અલીગઢ નિવાસી બની રહ્યા. ત્યાંથી જ ફિલ્મી ગીતો લખવાં માંડ્યા. એમની સાહિત્યકાર તરીકેની છાપ સુદઢ થઈ હતી. કવિ દિનકરે એમને 'હિન્દી કવિતાની વીણા' તરીકે ઓળખાવ્યા હતા. દેવ આનંદના કારણે એસ.ડી. બર્મન સાથે ઓળખાણ થઈ જે કાળક્રમે મૈત્રીમાં પરિણમી. એસ.ડી. બર્મને જે ફિલ્મોમાં સંગીત આપ્યું એ ફિલ્મો માટે મોટેભાગે નીરજે ગીતો લખ્યાં. રાજકપૂરના 'મેરા નામ જોકર'નું લોકપ્રિય ગીત 'એ ભાઈ જરા દેખકે ચલો' નીરજે લખેલું. એમાં જીવનનું તત્ત્વજ્ઞાન સમાયેલું છે. સત્ય બોલવું એ કવિનો ધર્મ છે એવું માનતા નીરજને ભારત સરકાર દ્વારા 1991માં પદ્મશ્રી અને 2007માં પદ્મભૂષણનું સન્માન મળ્યું હતું. ઉત્તર પ્રદેશના અલીગઢની મંગલાયતન યુનિવર્સિટીના નીરજ 2012માં કુલપતિ નિમાયા હતા.

નીરજની કવિતામાં દર્દ છે. અનેક કવિસંમેલન-મુશાયરાને કવિતામય બનાવનાર નીરજની વિદાય સાથે જાણે કશુંક જતું રહ્યું હોવાનો ભાવ પથરાયો છે. એમનો આ શેર એમના વ્યક્તિત્વનો પરિચય આપી રહે છે :

*'વહીં પર ઢૂંઢના નીરજ કો તુમ જહાંવાલે,*
*જહાં ભી દર્દ કી બસ્તી કોઈ નજર આયે.'* □




## છેલ્લો નંબર

**સાંકળચંદ પટેલ**

**એ**ક હતી બબલી,

એક હતો બંટી,

અને એક હતા પપ્પા. પપ્પાનું નામ પોપટલાલ.

આ પપ્પા ઑફિસે જવા માટે તૈયાર થાય એટલે બંટી કહે : 'પપ્પા, લો આ તમારાં ચશ્માં.'

બબલી કહે : 'પપ્પા, લો આ તમારો મોબાઈલ.'

અને બબલી-બંટીની મમ્મી કહે : 'લો, આ ટિફિન. ટાઇમ થાય એટલે ખાઈ લેજો.'

પપ્પા ઑફિસે જાય એટલે બબલી-બંટી રાજી થઈ જાય.

ઘરમાં દોડાદોડી, મારામારી અને ધમાચકડી કરી મૂકે. મમ્મી કહે :

'બબલી-બંટી, અધૂરું લેસન પૂરું કર્યું?'

પણ મમ્મીની વાત તો કોણ સાંભળે?

'દાદી માળા ફેરવતાં હતાં. દાદા છાપું વાંચતા હતા. તેઓ કહે : 'બબલી-બંટી, અહીં આવો, એક મજાની વાર્તા કહું!'

પરંતુ અત્યારે તેઓ મસ્તીના મૂડમાં હતાં. દાદા-દાદીની વાર્તામાં તેમને રસ નહોતો.

પોપટલાલ સાંજે ઘેર આવે ત્યારે એક દિવસે મીઠાઈ લાવે, એક દિવસે રમકડાં લાવે, તો કોઈ દિવસે નવાં કપડાં પણ લાવે. આજે તેઓ ગેઇમ રમવાના બે મોબાઈલ લાવ્યા હતા. તેમણે બબલી-બંટીને પાસે બોલાવ્યાં: 'લે, બબલી, આ તારો મોબાઈલ!'

મોબાઈલ લઈને બબલી કહે : 'થૅન્ક યૂ, પપ્પા!'

'અને બંટી, આ તારો મોબાઈલ!'

'થૅન્ક યૂ, પપ્પા!' બંટીએ મોબાઈલ લઈ લીધો.

એક દિવસે ઑફિસે જવાના ટાઈમે પોપટલાલનો મોબાઈલ જડતો નહોતો. તેમણે આખું ઘર માથે લીધું હતું : 'હું ના કહું છું કે કોઈ મારી વસ્તુને અડકશો નહિ, પરંતુ કોઈ માને તો ને!'

બબલીએ મમ્મીનો મોબાઈલ લઈને પપ્પાના મોબાઈલ સાથે જોડ્યો, તો તેમના મોબાઈલની રિંગ વાગવા લાગી. બબલી કહે : 'પપ્પા, તમારો મોબાઈલ તો તમારા ખિસ્સામાં બોલે છે!'

'સારું સારું, પણ હવેથી કોઈ મારી વસ્તુને અડકશો નહિ.' પપ્પા થોડા ખસિયાણા તો પડી ગયા હતા, પરંતુ પપ્પાના પદથી નીચે ઊતરવામાં તેમને નાનમ લાગતી હતી, તેથી પોતાની ભૂલ કેવી રીતે કબૂલે?

આજે રવિવાર હતો. પોપટલાલ બહાર ગયા હતા. મમ્મી રસોડામાં હતી અને બબલી-બંટી ડ્રૉઇંગ-રૂમમાં ફૂટબૉલ રમતાં હતાં. રસોડામાંથી મમ્મી કહે : 'બબલી-બંટી, બહાર જઈને આંગણામાં રમો.'

પણ બબલી-બંટી તો મસ્તાનાં થઈને બૉલને કીક મારી રહ્યાં હતાં અને હાહો કરી રહ્યાં હતાં. ત્યાં તો 'ખટાક-ખરરર' કરતો અવાજ આવ્યો. બૉલ ઊછળીને બારીના કાચ સાથે અથડાયો હતો. કાચ તરડાઈને થોડીક કરચો નીચે પડી હતી.

'શું થયું? શું થયું?' કરતી મમ્મી અવાજ સાંભળીને ડ્રૉઇંગ-રૂમમાં આવી. આવીને જુએ છે તો શું જુએ છે? બબલી-બંટી નિમાલાં થઈને ઊભાં છે ને બારીનો કાચ તરડાઈને રડી રહ્યો છે.

મમ્મી થોડી ગુસ્સામાં હતી. કહે : આવવા દો તમારા પપ્પાને, આ વખતે તો બધું જ કહી દેવું છે. સજા થશે ત્યારે જ તમે લોકો સુધરશો.'

પોપટલાલ આવ્યા એટલે મમ્મી તેમને ડ્રૉઇંગ-રૂમમાં લઈ ગઈ. બબલી-બંટી પણ બીતાં બીતાં તેમની પાછળ ગયાં. મમ્મી કહે : 'આ બારીનો કાચ મારાથી ફૂટી ગયો. બારીને સાફ કરવા હું ખોલવા ગઈ. બારી ચોંટી ગયેલી હતી. મેં જોર કર્યું ને બારી એકદમ ખૂલીને દીવાલ સાથે અથડાઈ ને કાચ ફૂટી ગયો.'

લઘુકથા

## ચતુર્ભુજ

**આરતીબા ગોહિલ 'શ્રી'**

**સુ**ષ્માએ ઘડિયાળ જોઈ. પંદર મિનિટ મોડું હતું. તાળું ખોલ્યું. શટર ઉપર ધકેલ્યું. પોતાનું રેસ્ટોરન્ટ, સ્વતંત્ર ધંધો હતો. કોઈની મોહતાજ ન હતી. છતાં... સમય સાથે તાલ મિલાવી શકતી નહિ ત્યારે તેને દુઃખ થતું.

વિચારો બાજુ પર મૂકી કામે લાગી. રોજ મંગાવવાની વસ્તુ માટે એજન્ટને ફોન કર્યો. કૂક, વેઇટર્સ, સફાઈવાળી બાઈ, બધા રોજિંદા કામે લાગ્યાં.

પછીની ત્રીસ મિનિટમાં ટુ + ટુ રેસ્ટોરન્ટ નવા દિવસ માટે સજ્જ હતું. સવારના આઠથી રાતના દસ સુધી ગ્રાહકોથી ધમધમતું. બપોર સુધીમાં તો હાંફી જવાતું.

સુષ્મા, રોજના અપડાઉનવાળી અને હંગામી નોકરી છોડી દેવા તેના પતિ અચ્યુતને સમજાવતી. સાથે હોય તો આવક ડબલ થાય, રેસ્ટોરન્ટની શાખ વધે, પણ સરકારી નોકરીના લોભમાં અચ્યુત વાત માનતો નહિ. એકલા હાથે રેસ્ટોરન્ટ સંભાળતા મનશરીરથી સુષ્મા થાકી જતી.

બપોરના બે વાગ્યા. હાશ...! અડધો દિવસ પૂરો. સાંજ ચાર વાગ્યાથી પાછો ધમધમાટ શરૂ થવાનો ! રિલેક્ષ થવા આરામ ખુરશીમાં લંબાવ્યું. થાકેલા શરીરે દોઢ-બે કલાકની ઊંઘ ખેંચી.

ગણગણાટ, ખખડાટથી ઊંઘ ઊડી, નજર માંડી. મૅનેજર જેવી કોઈ વ્યક્તિ, રેસ્ટોરન્ટ ઇન્ટિરીઅર ફરી ગોઠવી રહી હતી. કૂકિંગ પ્લેસમાં કૂક નવી વાનગી બનાવવા અને વેઇટર્સ ટેબલ ગોઠવવામાં વ્યસ્ત હતા. થયું કોઈ બીજા રેસ્ટોરન્ટમાં આવી પડી કે શું ? પછી ધ્યાને આવ્યું. ના... છે તો પોતાનું જ...! તેનાથી રહેવાયું નહિ. આશ્ચર્ય દબાવતી પેલી વ્યક્તિની પાછળ જઈ ઊભી. ખભે હાથ મૂકી પૂછ્યું, 'તમે ? કોણ...?'

લહેકા સાથે જવાબ મળ્યો, 'ગૂડ નૂન... મૅડમ... માય સેલ્ફ 'ચતુર્ભુજ' 'ટુ + ટુ' રેસ્ટોરન્ટનો નવો મૅનેજર, ફૂડ સર્વિસ કે રેસ્ટોરન્ટની ગોઠવણીમાં કોઈ ખામી દેખાય તો જણાવો...!

અહોભાવ આશ્ચર્યમાં ઝબકોળાઈ અચ્યુતના આ નવા રૂપ અને ચાર - હાથવાળા (ચતુર્ભુજ) સ્વરૂપને તેણે ખુશી ખુશી વધાવ્યું! □

---

'બબલી-બંટીનું તો આ કારસ્તાન નથી ને?' પોપટલાલે પૂછીને પાછળ જોયું.

'ના-ના-ના...! એ બાપડાં તો બહાર રમતાં હતાં. મારી જ ગલતી છે એ.' મમ્મી ખુલાસો કરી રહી હતી.

બબલી-બંટી ફફડી રહ્યાં હતાં. પપ્પા અમને પૂછશે તો અમારું આવી બનશે. પરંતુ મમ્મીના ખુલાસાથી પપ્પાને સંતોષ થયો, અને બબલી-બંટીને નિરાંત થઈ.

સ્કૂલમાંથી શિક્ષકે નિબંધ લખવા માટે આપ્યો હતો. વિષય હતો - 'પરિવારમાં પહેલો નંબર કોનો?'

વૅકેશનમાં બબલી-બંટીએ નિબંધ લખી રાખ્યો હતો. એમની નોટબુકો પપ્પા પોપટલાલના હાથમાં આવી હતી. બંનેના નિબંધોમાં સારાંશ લગભગ સરખો જ હતો, આ મુજબ :

'મારી મમ્મી કમાતી નથી, ઘરનું કામકાજ કરે છે, ને બધાંની સાર-સંભાળ રાખે છે. કદી તે ચિડાતી નથી, ગુસ્સો કરતી નથી, ક્રોધ કરતી નથી, એટલે તે સારામાં સારી છે. પહેલો નંબર તેનો આવે છે. તે પછી દાદાનો અને દાદીનો નંબર આવે. અને છેલ્લો નંબર આવે પપ્પાનો. પપ્પા નોકરીધંધો કરે છે, પૈસા લાવે છે, અમારે માટે બધી જ ચીજવસ્તુઓ લાવે છે; છતાંય તેમનો છેલ્લો નંબર છે. તેઓ કદી અમને મારતા નથી, સજા કરતા નથી, પરતું તેઓ ગુસ્સો બહુ કરે છે. વાત-વાતમાં ખિજાઈ જાય છે અને ક્રોધ કરે છે. એટલે જ અમે તેમને છેલ્લો નંબર આપીએ છીએ.'

પોપટલાલ બબલી-બંટીની નોટબુકો વાંચીને ઊંડા વિચારમાં પડી ગયા' 'ખરેખર શું હું આટલો બધો ખરાબ છું?' □

કલાયાત્રા

## ઉમતા જૈન દેરાસર : આપણો કલાવારસો

નટુ પરીખ

ભૂતકાળમાં અને આજે ઊભી થતી માનવ વસાહતો નદીકિનારે હતી. પાણી તેની મુખ્ય જરૂરિયાત હતી. એ રીતે સપ્તસિંધુનો પ્રદેશ માનવ વસાહતોથી છલકાયેલો હતો. સમયાંતરે તેનો નાશ થયો અને વર્ષો પછી ટીંબા રૂપે પ્રાપ્ત થયો. જોન બ્રન્ટન અને વિલિયમ બ્રન્ટન રસ્તો બાંધવા રોડાંની શોધમાં હતા. ટીંબો ખોદતાં આખી હરપ્પન સંસ્કૃતિ મળી!

ગુજરાતમાં તારંગા જતાં રસ્તાની ડાબી બાજુ ઉમતા ગામનું પાટિયું દેખાય છે. વડનગર અને વિસનગર વચ્ચે ઉમતા ગામ. ગામને અડીને રૂપેણ નદી છે. ગામમાં વર્ષો જૂનો વૉટર ફિલ્ટર પ્લાન્ટ છે. આજેય ગામમાં લટાર મારીએ તો



ટીંબા-ટેકરા છે. એવો એક મોટો ટેકરો જેને સૌ રાજઘડીનો ટેકરો કહેતા. એ ટેકરા પર સ્કૂલ ચાલતી હતી. ગામના લોકોએ સ્કૂલને કાઢી ત્યાં કૉમ્પ્લેક્ષ (દુકાનો) બનાવવા વિચાર્યું. ટેકરો ખોદતાં તૂટેલા શિખરવાળું એક જૈન દેરાસર મળ્યું. વચમાં દેરાસર આજુબાજુ ભમતી અને એક મોટો રૂમ છે, શ્વેતાંબર અને દિગંબર બન્નેની મળી આરસની 74 મૂર્તિઓ મળી. મળેલી મૂર્તિઓ લગભગ



ચાર ફૂટની છે જે બીજા જિનાલયની છે. આ ગામની આસપાસ કોઈ ટીંબામાં દટાયેલ એ મંદિરો હશે. તેનો સમય 11મી સદીનો ગણાય છે પરંતુ શિલ્પની શૈલી તે પૂર્વેની છે. તેની નારીમૂર્તિઓ માંસલ હાથપગવાળી છે. બુદ્ધકાલીન વારસો ધરાવે છે. દેરાસરની એક બહારની ભીંતે તીર્થંકરની મૂર્તિ છે, જેની બેઠક સારનાથ બુદ્ધ જેવી છે. મુખદર્શન ખૂબ પ્રભાવક છે. મંદિરની દીવાલ પરનાં યુગલ શિલ્પો મોઢેરાથી સાવ જુદાં છે અને કલાત્મક છે.

આ શિલ્પમાં અધિષ્ઠાત્રી દેવીની મૂર્તિઓ ઠેરઠેર છે. શૈલી પૂરેપૂરી પકવ છે. નાનું દેરાસર પરંતુ કામ ઊંચી કોટીનું કલાત્મક છે. પાટણની વાવ સ્થાપત્યનો મોટો વારસો ધરાવે છે. તો ઉમતા શિલ્પકલાનો ઊંચો વારસો ધરાવે છે. આ શિલ્પને સમકાલીન બીજું કોઈ સ્થળ ગુજરાતમાં જાણમાં નથી. પહેલાં જ્યાં જ્યાં બુદ્ધસ્તૂપ થતા ત્યાં નજીકમાં જ જૈનસ્તૂપ હોય. વડનગર બુદ્ધના સમયની ભૂમિ છે. ત્યાંથી થોડાં વર્ષો પૂર્વે બુદ્ધ-વિહાર મળ્યો છે. જમીનથી સહેજે 2 ફૂટ



રાજમઢીના વર્ષ 1973થી 2001 વચ્ચે થયેલ ખોદકામે ગામની નવી ઓળખ ઊભી કરી. વર્ષોથી જે ટેકરી પર શાળા ચાલતી હતી તેનું ઉત્ખનન કરતાં અમૂલ્ય વારસો મળ્યો. વિવિધ 74 મૂર્તિઓ, સોનાનાં આભૂષણો (અઢી કિલો સોનું) તાંબાના ઘડામાંથી મળ્યાં. હા, હાથનાં કડાં, મુગટ, વીંટીઓ, સોનાના મણકા મળ્યા, જે સરકારમાં જમા થયું. તમામ પ્રતિમાઓ પર 1240 લખેલું છે. જે બીજા કોઈ દેરાસરની છે, જે શોધવાં રહ્યાં.

આ સ્થળનું ખોદકામ શ્વેતાંબર અને દિગંબર બન્નેના સહકારથી થયું. દિગંબરના આચાર્ય નિર્ભયસાગરે એ મૂર્તિઓ દિગાર મંદિરમાં જાળવી છે. પરંતુ આ સ્થળ એવું જ અવાવરું છે. દીવાલમાંથી ઝાડ ઊગી નીકળ્યાં છે. આર્કીઓલોજીનું માત્ર પાટિયું છે. આ સ્થળ આર્કીઓલૉજિકલ સાઇટ બની શકે. તેની આજુબાજુ ખોદકામ થતાં વળી કંઈક અમૂલ્ય વારસો પણ મળી આવે. એ સ્થળ સુંદર બનાવવામાં પંચાયત પણ રસ લે. આ આપણી વિરાસત છે. મંદિરની આજુબાજુ પેડલ પથ્થરો ફરીથી ગોઠવાય તો દેરાસર સજીવન થાય. લોકો પ્રવાસે આવે. ☐

નીચે. વડનગરમાં આજેય તારણ (તારા) માતાનું મંદિર છે.

વર્ષો પૂર્વે મુ. રવિશંકર રાવળને ત્યાં 10x10 આસપાસનું શિલ્પ જોયેલું. નાનકડી સ્ત્રીમૂર્તિ હતી. લાવણ્યથી ભરપૂર ને કલાત્મક. મેં પ્રભાવિત થઈ પૂછ્યું તો તેમણે કહ્યું, 'તારંગાથી મળેલું છે.' આનો અર્થ તારંગામાં કોઈ ટીંબાને ખોદવામાં આવે તો સ્તૂપના અવશેષો મળે. આજના તારંગાનું નામ હતું 'તારંગ પર્વત' અને દેવી તારા આજેય તારંગામાં તારણ માતાનું સ્થાનક છે. ખુલ્લામાં એક મૂર્તિ વર્ષોથી પડી છે. વડનગર ગામ નીચે આખું બીજું વડનગર હશે! તેના શર્મિષ્ઠા તળાવની ભૂમિ સમતલ છે. જ્યારે ગામનો દરવાજો ખાસી ઊંચાઈ પર છે. ત્યાં હજુયે ખોદકામ ચાલુ છે અને સદીઓ જૂની ચીજો અને સિક્કા મળતાં જ જાય છે. આજે વડનગર અને ઉમતા જુદાં છે પરંતુ ભૂતકાળમાં ત્યાં કોઈ મહાનગર હોઈ શકે.

ઉમતાના ખોદકામમાંથી ઘણુંબધું મળ્યું છે. દેરાસરની જમણી બાજુ ઊંડો કુંડ બનાવી રેતી ભરી તેમાં પધરાવેલી 18 મૂર્તિઓ મળી છે. 1960માં ફૂલેશ્વર મહાદેવના મંદિર પાસે વાડામાંથી ચંદ્રપ્રભુની પદ્માસનવાળી ચાર ફૂટ ઊંચી આરસની ભવ્ય મૂર્તિ મળી છે,'જે હાલમાં ગામમાં આવેલા કુંઠનાથ મંદિરમાં સ્થાપિત છે.

1973માં રાજગઢી પાસે આવેલા પંચાયતના મકાનનું કામ ચાલતું હતું ત્યારે ખોદકામ દરમિયાન મંદિરનો અમુક ભાગ નજરે ચઢ્યો હતો જેનું ફરી ખોદકામ કરતાં સંગેમરમરની 30 પ્રતિમાઓ મળી હતી.

ઉમતા ગામની મધ્યે આવેલ આ

## ગ્રાહકોને નમ્ર સૂચના

**દર મહિનાની ૧૭મી તારીખે 'કુમાર'ના અંકોનું પોસ્ટિંગ થયા પછી જે ગ્રાહકોનાં લવાજમ ભરાયાં હોય તેમને પછીના મહિનાની પાંચમી તારીખે સ્પેશ્યલ અંક તરીકે અંકો રવાના કરીશું. ટપાલ-ખાતાનાં અમુક ધારા-ધોરણોને આધીન રહી આ કાર્ય કરવું પડે છે તો સર્વ ગ્રાહકોને આની નોંધ લેવા વિનંતી છે.**

## અનોખું સ્થાપત્ય
## હવામહેલ જયપુર, રાજસ્થાન



1799માં સવાઈ પ્રતાપસીંઘ દ્વારા બનાવાયેલા, જયપુરની ઓળખસમા મુખ્ય તો ગુલાબી રંગના પથ્થરથી હવામહેલની રચના ક્યાંક બારીકાઈથી કંડારાયેલ પથ્થરના મુગટ સમાન બનાવાયેલ છે.

ગુલાબી રંગના પથ્થર પર કરાયેલ સફેદ પથ્થરના જડતરનું આલેખન, મુગલ શૈલીને મળતી આવતી છતાં પણ હિંદુ શૈલીને જાળવી રાખતી છત્રીની રચના, એક જ પ્રકારના છતાં કંઈક ભિન્ન આકારોના પ્રયોજનથી ઊભી થતી લયબદ્ધતા, ઊંચાઈ તથા પહોળાઈના ચોક્કસ ગુણોત્તરવાળા માપના નિયમબદ્ધ પુનરાવર્તનથી ઊભું થતું સાતત્ય, માનવીના અસ્તિત્વ પર જાણે પ્રભુત્વ સ્થપાતું હોય તેવું વિશાળ માપ, સમગ્રતામાં નાની લાગતી પરંતુ વ્યક્તિની જરૂરિયાત અનુસારની યોગ્ય માપની બારીઓ, તથા એક જ શૈલીમાં બનેલા છતાં વિવિધતાસભર હવામહેલના મુખ્ય ફસાડના ઘટકો થકી રચાતી રમ્ય અનુભૂતિ, જેવી બાબતો હવામહેલને ઉલ્લેખનીય બનાવે છે.

આમ તો હવામહેલ વચમાં વિશાળ ચૉકની આસપાસ કરાયેલ બાંધકામવાળું મકાન છે. વચમાં ઠંડક તથા દેખાવ માટે રખાયેલ ફુવારાવાળા આ ચૉકની રસ્તા તરફ બહુચર્ચિત પાંચ માળનો ઝરૂખાવાળો ભાગ છે. જ્યારે અન્ય ત્રણ તરફ રહેણાંક છે. આ ઉપરના માળ સુધી પહોંચવા પગથિયાને બદલે ઢાળવાળા માર્ગ પ્રયોજ્યા છે. આ ભાગમાં નીચેના માળ પર રૂમ આગળ મંડપ જેવી રચના કરાઈ હોવાથી તે વધુ ઉપયોગી રહ્યા હશે. આમ હવામહેલનો રસ્તા સન્મુખનો ભાગ માત્ર જોવા માટેના ઝરૂખાઓના સમાવેશ માટે જ બનાવાયો છે. આ ભાગમાં રહેણાંકનો કોઈ વિસ્તાર નથી. ચૉકની પાછળના ભાગમાં કરેલ બાંધકામ વાસ્તવમાં મહેલ છે.

હવામહેલ તેના નામ પ્રમાણે હવાની આવન-જાવન માટેની વિશાળ અલંકૃત રચના છે. આબોહવાની દૃષ્ટિએ આ જાળી તડકો રોકે છે તથા હવાને અંદર પ્રવેશવા દે છે. જે સમયે રાજસ્થાનમાં પડદાપ્રથાનું જોર હતું તે સમયે રાણીઓને બહાર જોવા માટે કરાયેલ વિશાળ 953 જેટલા ઝરૂખા સાથેની, ભૌમિતિક આકાર તથા તેના પ્રમાણસરના સમયન્વયથી સર્જાતી રચના કરાવી એ સ્થાપવાની એક યાદગાર ઘટના કહેવાય!

*મિતલ પટેલ*



# માધુકરી

ફૂલો ખરી ગયાં પછી અત્તર બની ગયાં,
દિવસો જુદાઈના નવા અવસર બની ગયા.
કોઈને અવરોધવા નડતર બની ગયાં,
ઈશ્વર થવાની લ્હાયમાં પથ્થર બની ગયા.

**કુમાર જૈમિનિ શાસ્ત્રી**
**('તારા નામની પાછળ'માંથી)**

## *સદ્‌ગત, લક્ષ્મેશ વી. જોશી*



ગુજરાતના સંસ્કૃત અધ્યાપકોમાં અભ્યાસની દૃષ્ટિએ જેમનું જીવન આદર્શના માપદંડ સમું હોવાથી લિજન્ડરી લીવિંગ ગણી શકાય અને વિદ્યાક્ષેત્રે આપબળે અનેક સિદ્ધિઓ હાંસલ કરનારા પ્રા. ડૉ. લક્ષ્મેશ વ. જોશી સાહેબનું 83 વર્ષની જૈફ ઉંમરે તા. 11 જુલાઈ, 2018ના રોજ બીમારીને લીધે નિધન થયું. એ સંસ્કૃતના વિદ્યાજગતમાં ન પૂરી શકાય એવી ખોટ પડી છે.

તેઓ ન્યાયદર્શન અને વેદાંતદર્શનના અધિકૃત વિદ્વાન હોવા ઉપરાંત અનેક શાસ્ત્રોમાં અપ્રતિહત ગતિથી વિહાર કરી શકનારા નખશિખ સજ્જન હતા. ગુજરાતથી લઈને ભારત તેમજ વિદેશોમાં તેમનું નામ સાચા વિદ્વાનરૂપે જાણીતું હતું. તેમજ એવા અનેક પરિસંવાદો હતા તેમાં તેમણે પોતાના અભ્યાસનાં ઓજસ પાથરેલાં તો વળી વેદમંત્રોના પઠનથી સભાઓને પવિત્ર કરેલી.

મૂળે સૌરાષ્ટ્રના જૂનાગઢ - કેશોદ પંથકના સ્વ. ડૉ. એલ.વી. જોશી સાહેબની છાપ સાચી વાત હોય તે મોઢામોઢ કહી દેનારા સાચા અર્થમાં 'મનસ્વી' માણસ તરીકેની રહી છે. તેથી તેમની પાસે અધ્યયન કરનારા અમે અમારી જાતને ભાગ્યશાળી માનીએ છીએ. કારણ કે ગુજ. યુનિ.ના ભાષાભવનમાં વર્ગકાર્ય દરમિયાન પૂ. જોશી સાહેબ છાંદોગ્ય અને બૃહદારણ્યકના લાંબા લાંબા મંત્રોનું પઠન કરતા ત્યારે ક્યારેક મંત્રાર્થ સમજાતો ન હોવા છતાં સમય થંભી જતો અને ઔપનિષદિક ઋષિ કેવા હોય તેની ઝાંખી અમને થતી. તેમનું જીવન ગંગોત્રીના નીરસરખું, નિસ્પંદિત જળના જેવું નિષ્કલંક હતું. નિવૃત્તિ બાદ પણ તેમણે પોતાના સ્વાધ્યાયના સુફળરૂપે બ્રહ્મસૂત્ર-શાંકરભાષ્યના અનુવાદ, સાનુવાદ કઠોપનિષદ વગેરે આપેલ. ઉપરાંત તેમના સદ્યસંપન્ન છતાં અપ્રકાશિત કાર્યરૂપે શ્રીમદ્ ભાગવતની શ્રીધરી ટીકાનો

ગુજરાતી અનુવાદ ગણાવી શકાય, જે હવે પ્રકાશિત થાય એવી ઈશપ્રાર્થના. પૂર્વે તેમણે યુનિ. ગ્રંથનિર્માણ બોર્ડના આશ્રયે 'ન્યાયપ્રવેશિકા' નામે પુસ્તિકા લખેલી. ઉપરાંત તેમના એકાધિક ગ્રંથો પ્રકાશિત થયા છે. જેમાં બ્રહ્મસૂત્ર, શાંકરભાષ્ય ઉપરાંત તર્કસંગ્રહનો સમાવેશ કરી શકાય.

તેમણે કરેલાં સાર્વજનિક કાર્યોમાં અવેતનિક લઘુરુદ્રમંડળમાં યજમાનગૃહે દક્ષિણા લીધા સિવાય રુદ્રીનો પાઠ કરવાનું કરેલું. એવાં અનેક કુટુંબો કે જેમને ઘરે પાઠ થયો હશે તેઓ તેમને યાદ કરતાં હશે. તેમજ પરદેશમાં તેમણે કઠોપનિષદ વિશેનાં જે વ્યાખ્યાનો આપેલાં તે વ્યાખ્યાનશ્રેણી પણ બ્રહ્મજિજ્ઞાસુઓ માટે જ્ઞાનગંગાના સ્નાનના જેવો અવિસ્મરણીય લહાવો બની રહે તો તેમના વિશે ત્રણ શબ્દો સ્ફૂરે છે. તેઓ પ્રાતઃસ્મરણીય, પુણ્યશ્લોક ને વેદવેત્તા હતા.

સંસ્કૃત સુભાષિતકારે સુયોગ્ય જ કહ્યું છે કે - का कल्पलता लोके? सत् शिष्यातर्पिता विद्या। આવી વિદ્યા જેમણે સ્વ. જોશી-સાહેબ પાસેથી ગ્રહણ કરીને નિવૃત્તિની વયે એમ.એ. યુનિ. ફર્સ્ટ આવીને પસાર કરેલ એવા તેમના પટશિષ્ય બાલકૃષ્ણભાઈ પંડ્યા અવિસ્મરણીય છે. તેમજ ડૉ. વિજય પંડ્યાએ પણ તેમની નિશ્રામાં Ph.D.નું સંશોધન - વિષય 'વાક્યાઝ ઑફ બ્રહ્મસૂત્ર' નામે શીર્ષક રાખી વિદ્યાવારિધિનું કાર્ય સુસંપન્ન કરેલું. તેમણે લગભગ 4-5 દાયકા સુધી ભણાવ્યું. તેથી અનેક છાત્રો તેમની પાસે ભણી ગયેલા. તેમનું વેદપઠન અને પાઠન અધ્યાપનનાં ઉચ્ચ ધોરણોને અનુસરવાનું હતું.

આજથી બત્રીસ વર્ષ પૂર્વે ગુજરાત યુનિ. દ્વારા તા. 21-06-1986 ના રોજ તેમની પીએચ.ડીની થીસિસ પ્રકાશિત કરવામાં આવેલી. વિષય હતો - 'એ ક્રિટિકલ સ્ટડી ઑફ પ્રત્યક્ષ પરિચ્છેદ ઑફ ન્યાયભૂષણ' આ થીસિસને તપાસનાર પ્રોફે. અનંતલાલ ઠાકુરે (કામેશ્વર યુનિ. દરભંગા બિહારી) પ્રસ્તુત મહાશોધ નિબંધને ડી.લિટ.ની પદવી મળે એવી ભલામણ કરેલી. ઉપરાંત થીસીસ છપાતાં પૂર્વે એની માંગણી ઓસ્ટ્રેલિયા અને જર્મનીના સંસ્કૃત સંશોધકોએ પણ કરેલી. સ્વ. ડૉ. જોશીસાહેબે પૂના જઈને જર્મનભાષાનો અભ્યાસ પણ કરેલો. તેમણે સ્વનામધન્યા સ્વર્ગસ્થ ડૉ. એસ્થેર સોલોમોનના માર્ગદર્શનમાં Ph.D. કરેલું. આમ જ્ઞાનની દષ્ટિએ સમુદ્ધ અને ભરપૂર જીવન જીવેલા તેમજ અભ્યાસના ક્ષેત્રના અરૂઢ વિદ્વાન તેમજ પ્રાજ્ઞોમાં વરિષ્ઠ એવા ડૉ. એલ.વી. જોશીસાહેબ હવે રહ્યા નથી. તેમના ગ્રંથોનું વાંચન કરીને જ તેમને સાચી અંજલિ અર્પી શકાય કારણ કે તેમનું જીવન વેદાંત પ્રબોધિત મૂલ્યોથી સભર હતું અને નૈયાયિકના જેવું તર્કસંગત હતું. તેમને ગુજરાત સરકારનો 'ગૌરવપુરસ્કાર' અને મોરારિબાપુના કૈલાસગુરુકુળનો 'વાચસ્પતિ અવૉર્ડ' મળેલો.

**મધુસૂદન મ. વ્યાસ**

## સદ્ગત, ઉસ્તાદ પ્યારેલાલ વડાલી

નવમી માર્ચ (2018) પ્રાતઃકાલે સૂફી સંગીતની એક પંજાબી ધારાનો એક મહાન દેદીપ્યમાન સિતારો, કે જેમનું નામ પણ તેમના સંગીતની માફક 'પ્યારા' હતું તેવા ઉસ્તાદ પ્યારેલાલ વડાલી સદાયને માટે ગાઢ નિદ્રામાં પોઢી ગયા. વડાલીબંધુઓના નામે સંગીતવિશ્વમાં ઝગમગતા રહેતા ઉસ્તાદ પૂરણચંદ વડાલી અને ઉસ્તાદ પ્યારેલાલ વડાલીમાંથી પ્યારેલાલ વડાલી લઘુબંધુ હતા, જેમને હૃદયરોગના હુમલાને કારણે આઠમી એપ્રિલ - 2017ના રોજ અમૃતસરની એક હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવેલા. તેમના જીવનની 75 વર્ષની ઉંમરે તેમનું નિધન થયેલું.

કેન્દ્રિય સાહિત્ય અકાદમીના સચિવ વિદુષી ઋતા સ્વામી ચૌધરીએ જણાવ્યા અનુસાર તેઓ પોતાના ગાનકર્મમાં હંમેશા પૂરી નિષ્ઠાથી સમર્પિત હતા. તેમજ સંભવતઃ એમનો અંતિમ કાર્યક્રમ અકાદમીએ જ કટરા (જમ્મુ)માં આયોજિત કરેલો. ત્યારે પણ તેમની તબિયત બહુ સારી નહોતી. તેઓ ચિકિત્સાલયની ગહન દેખરેખમાં હતા. પરંતુ કાર્યક્રમનો સમય નજીક આવતો ગયો. તેઓ કાર્યક્રમમાં જવા માટેની જીદ કરવા લાગ્યા હતા. તેમજ આખરે તેઓ પોતાના વડીલબંધુ સંગાથે એ મંચ ઉપર પહોંચી ગયા હતા. ઋતાજી કહે છે કે મંચ ઉપર તેમની ઓજસ્વી વાણી (ઓજસ્વી ગાયન) અને શાનદાર પ્રસ્તુતિકરણ જેને જોઈને કોઈપણ વ્યક્તિ એવું માનવા તૈયાર ન થાય કે તેઓ હૉસ્પિટલના બિછાના પરથી સીધા જ મંચ પર આવ્યા હશે! તેઓ સાચા અર્થમાં યોગી હતા, સંગીતયોગી... હઠયોગી...

વડાલીભાઈઓની એ બહુ મોટી ગાયક તરીકેની વિશેષતા હતી કે તેઓ વ્યાવસાયિક ગાનકર્તાઓ હોવા છતાં પોતાના વિચારોને, ગીતસંગીતની વ્યાવસાયિકતા (ધંધાદારી મનોવલણ)ના ત્રાજવે જોખતા નહિ. એથી વિરુદ્ધ રીતે તેઓ બંને પોતાની જાતને સૂફીગાયકો કે સંગીતસાધકોની જેમ સંગીતના સંવાહક-પ્રચારક માનતા હતા.વ્યાવસાયિક કલાકારો હોવા છતાં તેઓએ પોતાનાં સંગીતને બજારુ બનાવ્યું નહોતું. ધન કમાવા માટે ગાયક તરીકે ગાન જરૂર કર્યું, પરંતુ ધનાર્જન માટે પોતાના પારંપારિક ગીત -

સંગીતની સાથે સમાધાન ક્યારેય નહોતું કર્યું. જ્યારે કે એમના સમકાલીન ઘણાં કલાકારો એવું કરી રહ્યા છે. સાદગી અને સચ્ચાઈનો રણકો એમની ગાનશૈલીમાં (એમના ગાયેલાં ગીતોમાં) હતો. એક સામાન્ય માણસ પણ પોતાની વિદ્યાપ્રિયતા, નૈસર્ગિકતા અને આડંબરરહિત કલા (ગાયનકલા) ના સહારે કેટલા ખાસ - મહત્ત્વના બની શકે એ બાબતનાં જીવંત અને જ્વલંત ઉદાહરણરૂપ હતા વડાલીબંધુઓ. સૂફીસંતોની વાણી (પરાવાણી)નું ગાન કરતી વેળાએ કઈ રીતે તે વિચારધારાનો સંગાથે એકાકાર બની જતા, તે ફિલસૂફીના ઊંડાણમાં ઊતરીને ડૂબી જતા. આ બાબતને ત્યાં સુધી સમજી ન શકાય જ્યાં સુધી તે બંધુઓની સામે બેસીને એ સૂફીશૈલીનું ગાન સાંભળીએ નહિ. તેઓ બંન્ને પોતાના સૂર વહેતા કરીને જાણે સૂરજ્યોત પ્રગટાવી દેતા કે જે શ્રોતાઓને માટે મનોહારી બની જતી.

અમૃતસર (પંજાબ)ના એક નાનકડા ગામડામાં આ સંગીતજ્ઞોની પાંચમી પેઢીમાં પૂરણચન્દ વડાલી અને પ્યારેલાલ વડાલી જન્મેલા. પૂરણચંદ્રે સંગીતનું પ્રારંભિક શિક્ષણ પોતાના પિતા ઉસ્તાદ ઠાકુરદાસ વડાલી થકી મેળવેલું. તદન્તર પંડિત દુર્ગાદાસ અને ઉસ્તાદ બડે ગુલામ અલીખાન સાહેબ પાસેથી પણ સંગીત શીખવાનું સૌભાગ્ય પૂરણચંદ્રજીને મળેલું. તેમના લઘુબંધુ પ્યારેલાલજીને તેમને પોતે જ સંગીત શીખવ્યું હતું. ગાયનકલામાં કમાલની સિદ્ધિ મેળવવા છતાં વડાલી બંધુઓનો શાસ્ત્રીય સંગીતના ક્ષેત્રમાં આરંભ ઘણો મોડો થયેલો. (અતિવિલંબિત લયમાં તેમનો સિતારો ચમકતો થયેલો.) મોટાભાઈ પૂરણચંદ્રજીને પહેલવાનીનો શોખ હતો તેમજ તેમનો મોટાભાગનો દૈનિક સમય એમાં જ (અખાડામાં જ) પસાર થઈ જતો. અનુજ પ્યારેલાલજી સંગીતના નાના કાર્યક્રમો કરતા રહેતા અને એમાંથી જ એમનું ગુજરાન ચાલતું. આ વાત લગભગ ઈ.સ. 1975ની છે. જોકે તે પૂર્વેના સમયમાં પણ ડોકિયું કરીએ તો પ્યારેલાલજી સ્વકીય ગામની રાસલીલામાં કૃષ્ણની ભૂમિકા ભજવતા, એવું જોવામાં આવશે. મંચ પરની એકલ પ્રસ્તુતિ - સોલોમાં તેઓ ગીત, ગઝલ, ભજન, સૂફીગીત, પંજાબી લોકગીત ઇત્યાદિ લગભગ બધું જ ગાઈ લેતા. તત્પશ્ચાત્ તેમની સંગાથે તેમના અગ્રજ બંધુ પણ જોડાઈ ગયા હતા. પછીથી તો એ જોડી એક વત્તા એક અગિયારની બની ગઈ. આ ગાનબેલડીએ જાલંધર શહેરના સુપ્રસિદ્ધ હરિવલ્લભ સંગીત સમારોહ દ્વારા પોતાની સંગીતયાત્રાનો શુભારંભ કરેલો અને જોતજોતામાં તેઓ સંગીતની દુનિયામાં છવાઈ ગયા હતા. તેમના સંગીતનો નશો લોકોના મસ્તિષ્ક પર સવાર થઈને બોલતો રહ્યો હતો. તેઓ બંને પોતાના સંગીતની અલખ જગાડીને આગળ વધતા રહેલા. ત્યારબાદ તેમણે બંનેને પાછું વળીને જોવાનો ન કોઈ સમય મળ્યો કે કોઈ અવસર. ઉપરાંત દિલ્લીમાં સંપન્ન થયેલા એ કાર્યક્રમોમાં તો કમાલ કરી દીધેલી. તે કાર્યક્રમ દિલ્લીના દિલ (Heart) ઇન્ડિયાગેટ ઉપર આયોજિત થયેલો. જેમાં વડાલી બંધુઓએ કેટલાય ઝગમગતા સિતારાઓની ચમકને પાછળ રાખી દઈને પોતાની ચમક-દમક અને ધમકથી બધાંને સાચે જ ચોંકાવી દીધેલા. ખરે જ એ રાત વડાલીબંધુઓને નામે થઈ ગયેલી. તે રાતે વડાલીબંધુઓ કોઈ ધૂમકેતુ નક્ષત્રની જેમ છવાઈ ગયા હતા.

તેઓ માંહેના મોટાભાઈ પૂરણચંદ્રજીને ભારત સરકારે પદ્મશ્રીના સન્માનથી પુરસ્કૃત કરેલા છે. જોકે તેમની હાર્દિક ઇચ્છા એ હતી કે બંને ભાઈઓને તે પુરસ્કાર સરકાર તરફથી મળે. પરંતુ પછીનાં બધાં સન્માનો બંને ભાઈઓને સમાન રીતે સમાન ભાગે પ્રાપ્ત થયેલાં. આ બધામાં કેટલાંક મુખ્ય સન્માનોનાં નામ આવા પ્રકારનાં છે : તુલસી સન્માન (1998), કેન્દ્રિય સંગીત નાટ્ય અકાદમી સન્માન (1992), પંજાબ સંગીત નાટ્ય અકાદમી સન્માન (2003) અને લાઇફ ટાઇમ એચીવમેન્ટ (2015) વગેરે સન્માનો તેમને પ્રાપ્ત થયેલાં.

સૂફીસંગીતની આ સુંદર સફરમાં ઉસ્તાદ પ્યારેલાલજી વડાલીનું અચાનક યાત્રામધ્યે જ ઊઠીને ચાલ્યા જવું એ કંઈક એવું જણાય છે કે તેજ ગતિથી ઊડતા કોઈ હવાઈ જહાજની અચાનક એક પાંખ ક્ષતિગ્રત થઈ જાય! એમના અવસાનથી સમગ્ર સંગીતસમાજ વ્યથિત છે. દર્દમાં ડૂબેલ છે. હવે આશાની એક નાનકડી જ્યોત અથવા આશાનું એક નાનકડું કિરણ એવું છે કે પૂરણચંદ્રજી વડાલીના સુપુત્ર પોતાની કાકાની જગ્યાએ બેસવાને બદલે અચાનક પોતાના પિતાની સંગાથે મંચસ્થ થશે? આની આશા ખૂબ જ ઓછી છે કારણ કે બજારની માંગ અનુસાર તેઓ પણ પોતાના સંગીતને વ્યાવસાયિક રંગ આપવામાં વ્યસ્ત છે. ઉસ્તાદ પ્યારેલાલ વડાલીને અંતિમ પ્રણામભરી શ્રદ્ધાંજલિ.

*પંડિત વિજય શંકર મિશ્ર*

*-અનુ. ડૉ. મધુસૂદન મ. વ્યાસ*

શબ્દ મક્કા, શબ્દકાશી છે સમજ
ધર્મની ઊંચી અગાસી છે સમજ
—બેન્યાઝ ધ્રોલવી

यत् कृत्वा स्यातु लज्जाऽत्र यत् कृत्या खेद आत्मनः ।
यत् कृत्या च भयं चित्ते तन्न कार्य कदाचन ॥

જે કાર્ય કરીને અહીં સમાજમાં શરમાવું પડે, જે કરીને પોતાને ખેદ થાય અને જે કરીને મનમાં ડર પેદા થાય તે કાર્ય ક્યારેય કરવું નહીં.

પર્શિયન કહેવત

બા અહલે ઝમાને સોહબત
અઝ દૂર નેકુઅસ્ત

સાવ સામાન્ય લોકોની સોબતથી દૂર રહેવું.

*

18 ઑગસ્ટ 1868માં બ્રિટિશ ખગોળશાસ્ત્રી જોસેફ નોર્મન લોકીરે હેલીઅમ ગ્રહને શોધ્યો હતો.

*

કૅરેબિયન આઇલૅન્ડમાં કુબામાં 1492માં કોલંબસ ઊતર્યો હતો. ત્યાં સ્પેનિશ ભાષા બોલાય છે. તેની રાજધાની હવાના છે. ત્યાં પામ વૃક્ષોનું પ્રમાણ ખૂબ મોટું છે. કુબા પર ફિડેલ કેસ્ટ્રોએ 1959 સુધી રાજ્ય કર્યું હતું.

*

16મી સદીમાં સ્કેલિગર નામના વૈદ્યે 7980 વર્ષનો યુગ ગણવા સૂચવ્યું. આ સંખ્યા 15, 19 અને 28 વડે ભાગી શકાય છે. આ અંકો સૂર્યચંદ્રની ગતિનો મેળ મેળવવામાં ઉપયોગી છે. ગ્રહોની સ્થિતિ સાનુકૂળ જોઈ સ્કેલિગરે ઈ.પૂ. 4713ની સ્મૃતિમાં આ યુગ કે સંવતને જુલિયાઈ નામ આપ્યું.

*

મુંબઈમાં ગોળ દેવળ પાસેની ચાર ગલીમાં આવેલું બજાર ચોરબજાર તરીકે જાણીતું છે. તે 1880માં શરૂ થયેલું જે આજ સુધી ચાલે છે.

*

'માંડ' રાગ બિલાવલમાંથી ઉત્પન્ન થયેલો રાગ મનાય છે. એને એક સ્વતંત્ર રાગ માનવામાં આવે છે. એ પ્રાદેશિક લોકગીતનો એક પ્રકાર ગણાય છે. તે મારવાડ દેશનો પ્રકાર છે. તેનું તેમાં 'સા રે મ પ દા પ મ ગ રે સા' સૂર છે. તેને શુદ્ર ગણાય છે. વાત્સલ્ય ભાવની અભિવ્યક્તિમાં આ રાગ ગવાય છે.

*

મૂળ માડા ગાસ્કરમાંથી ગુલમોહરનું વૃક્ષ ભારતમાં આવેલું.

*

નરેશ : તેં કેમ ત્રીજી વખત લગ્ન કર્યાં?

મહેશ : નરેશ, તું તો કલાકાર છે. તારા મનની વાત અભિનય દ્વારા કરી શકે છે. પણ મારે તો સામે કોઈ જોઈએ ને!

નરેશ : મનની વાત બધાને કહેવી નહીં. ક્યારેક અવળું પડે.



મામકી એક બૌદ્ધ દેવી છે. તેનો વર્ણ કૃષ્ણ-શ્યામ છે. નેપાળમાં તેનાં ચિત્રો મળે છે.

ટપાલ ટિકિટ




ભારતના પહેલા નાયબ વડાપ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલની આ ટપાલ ટિકિટ ભારત સરકારે તેમની સ્મૃતિમાં બહાર પાડેલી હતી.

યેરુકલ એક ભટકતી વિચરતી જાતિ છે. મોટેભાગે તે આંધ્ર પ્રદેશ અને તમિળનાડુમાં જોવા મળે છે. આ જાતિમાં ઉરુ, ઉપ્પૂ અને ડબ્બ એવા ત્રણ ભેદ હોય છે. એ જાતિ શ્રમજીવી છે. એમની લગ્નપદ્ધતિ હિન્દુઓ જેવી હોય છે. એમનામાં કન્યાવિક્રયની પ્રથા છે. લગ્નટાણે વરવધૂ એકબીજાંને કાળી પટ્ટી પહેરાવે છે. એમની ભાષા યેરકલી છે જે તેલુગૂ, તમિળ અને કન્નડ ભાષાના મિશ્રણથી બની છે.



શબ્દચિત્ર : તકિયો
મહેબૂબ સૈયદ (બાબા)

## દરેક સસ્કારી પારિવારનુ એક ગૃહપુસ્તકાલય હોવુ જોઇએ
## અને એમાં આવાં શ્રેષ્ઠ પુસ્તકો પણ હોવાં જ જોઈએ...







**પાનખર** : લે. વસંતભાઈ રાજ્યગુરુ (રૂ. 140)
સંવેદનશીલ સામાજિક પ્રેરક વાર્તાઓ

**દાદાજીની વાતો** : લે. ઝવેરચંદ મેઘાણી (રૂ. 80)
લોકજીવનનો ધબકાર ઝીલતી બાળકોને ગમે તેવી કથાઓ

**સેલિબ્રિટિ સાથે સંવાદ** : લે. આનંદ ઠાકર (રૂ. 150)
વિવિધ ક્ષેત્રની વીસ પ્રતિભાઓના રસપ્રદ ઈન્ટરવ્યુ

**મૃત્યુની પાનખરમાં વસંત** : લે. ઉષા ચતુર્વેદી (રૂ.125)
મૃત્યુ પછી પણ દીકરી સાથેના સંબંધની કથા







**અર્વાચીન પ્રશ્નોપનિષદ** : લે. ભદ્રાયુ વછરાજાની (રૂ. 180)
સામાજિક અનેક પ્રશ્નોનું નિરાકરણ આપતા જવાબોનું પુસ્તક

**મન જંજીર, મન ઝાંઝર** : લે. ભદ્રાયુ વછરાજાની (રૂ. 130)
મનને પ્રસન્ન રાખવાના ઉપાયોનું ગાઈડન્સ આપતા લઘુલેખો

**ઘરથી ઘર સુધી** : લે. હિતેન આનંદપરા (રૂ. 151)
ઘરની સાચી અને સંવેદનશીલ ઓળખ આપતા લેખો

**વાઈરસ** : લે. જયંત વિષ્ણુ નારળીકર, અનુ. પદ્મા મહેતા (રૂ. 170)
વિજ્ઞાન સાથે નાતો ધરાવતી રોમાંચક નવલકથા







**ઋષિવર શ્રી પ્રભાશંકર પટ્ટણી** : લે. સ્વામી સચ્ચિદાનંદ (રૂ. 90)
મહાન રાજનેતાનું પ્રેરક જીવનચરિત્ર

**વિશ્વાસનું એવરેસ્ટ** : લે. અરુણિમા સિંહા, અનુ.સુધા મહેતા (રૂ. 150)
રેલવે દુર્ઘટનામાં અપંગ થયા પછીય એવરેસ્ટનું આરોહણ કરનાર યુવતીની આત્મકથા

**પ્રસન્ન દામ્પત્યની સપ્તપદી** : સંપા. રોહિત શાહ (રૂ. 201)
લગ્નજીવનને સુખમય અને પ્રસન્ન બનાવવાની પ્રેરણા આપતા લેખો




## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

**ગૂર્જર સાહિત્યભવન**

રતનપોળનાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - 380 001 ફોન : 079-22144663. e-mail : goorjar@yahoo.com

**ગૂર્જર સાહિત્ય પ્રકાશન**

102, લેન્ડમાર્ક બિલ્ડિંગ, ટાઇટેનિયમ સિટીસેન્ટર પાસે, સીમા હૉલની સામે, 100 ફૂટ રોડ, પ્રહ્લાદનગર, અમદાવાદ-15
ફોન : 26934340, મો. 9825268759 ઈમેલ : gurjarprakashan@gmail.com

## ગુજરાતી સાહિત્યના જાણીતા સાહિત્યકારોની ઉત્તમ કેટલીક નવલકથાઓ

### ❋ વીણા ઉપાધ્યાય ❋

| પુસ્તકનું નામ | કિંમત રૂ. |
|---|---|
| હોઠ પર આવ્યું એક નામ | ૯૫.૦૦ |
| કૂંપળ ફૂટ્યાનો મને ભાસ | ૯૯.૦૦ |

### ❋ વાસુદેવ સોઢા ❋

| પુસ્તકનું નામ | કિંમત રૂ. |
|---|---|
| મુકામ | ૬૬.૦૦ |
| સૂના વનનાં ટહુકા | ૯૬.૦૦ |

### ❋ જે.આર.જોશી ❋

| પુસ્તકનું નામ | કિંમત રૂ. |
|---|---|
| સ્નેહસાગરનાં મોતી | ૫૩.૦૦ |
| સૂની આંખમાં દરિયા | ૫૫.૦૦ |

### ❋ જયશ્રી ભટ્ટ દેસાઈ ❋

| પુસ્તકનું નામ | કિંમત રૂ. |
|---|---|
| શ્વાસની પાનખર | ૨૫૦.૦૦ |
| અગનપિપાસા | ૧૦૦.૦૦ |

### ❋ લાલશંકર ત્રિવેદી ❋

| પુસ્તકનું નામ | કિંમત રૂ. |
|---|---|
| હવેલીની હકદાર | ૫૦.૦૦ |
| નરાધમો વચ્ચે નિરાધાર | ૫૫.૦૦ |

### ❋ મનીષ મેકવાન ❋

| પુસ્તકનું નામ | કિંમત રૂ. |
|---|---|
| ભાગેડુ | ૫૦.૦૦ |
| જેહાદી | ૧૫૦.૦૦ |

### શયદા

| પુસ્તકનું નામ | કિંમત રૂ. | પુસ્તકનું નામ | કિંમત રૂ. |
|---|---|---|---|
| મા તે મા (ભાગ : ૧–૨) | ૧૩૪.૦૦ | હમીદા | ૫૮.૦૦ |
| અમીના | ૮૨.૦૦ | લયલા | ૬૬.૦૦ |

### ❋ અનુવાદિત નવલકથાઓ ❋

| પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત રૂ. |
|---|---|---|
| ગણદેવતા | તારાશંકર બંદોપાધ્યાય/અનુ. રમણીક મેઘાણી | ૨૮૫.૦૦ |
| ન હન્યતે | મૈત્રેયીદેવી / અનુ. : નગીનદાસ પારેખ | ૩૨૦.૦૦ |
| વાત એક કાળી છોકરીની | તારાશંકર બંદોપાધ્યાય/અનુ. રમણીક મેઘાણી | ૨૮.૫૦ |
| પવિત્ર ભૂમિ | પાર લેગર ક્વિસ્ટ/અનુ. તરુ કજારિયા | ૨૭.૦૦ |
| વિચારક | તારાશંકર બંદોપાધ્યાય/અનુ. રમણીક મેઘાણી | ૨૫.૦૦ |
| રઝિયા બેગમ | ડૉ. રફીક ઝકરીઆ/અનુ. મેઘનાદ ભટ્ટ | ૨૨.૫૦ |
| પર્વતશિખરે હાહાકાર | સુનીલ ગંગોપાધ્યાય/અનુ. લિપિ કોઠારી | ૨૭.૫૦ |
| આહુતિ (એજન્સી) | રામસરૂપ અણખી/અનુ. સાં.જે. પટેલ | ૫૦.૦૦ |
| એક ફોજીનું સફરનામું (પંજાબી લઘુનવલનો અનુવાદ) (એજન્સી) | પરગટસિંહ સિદ્ધુ/અનુ. સાં.જે. પટેલ | ૭૫.૦૦ |
| જખ્મી અતીત (એજન્સી) | રામસરૂપ અણખી/અનુ. સાં.જે. પટેલ | ૫૫.૦૦ |

# રંગદ્વાર પ્રકાશન

G-15, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં, નવરંગપુરા,અમદાવાદ—380 009

ફોન નંબર : 079-27913344, વેબ સાઇટ : http://www.rangdwar.com

## કાવ્યસંગ્રહો

| | | |
|---|---|---|
| મન માટીમાં | ઘનશ્યામ પટેલ | 120 |
| સૌરભ | નલિન રાવળ | 50 |
| ધરતીનાં વચન | કાનજી પટેલ | 100 |
| લાલ લીલી જાંબલી | ભરત વિંઝુડા | 100 |
| ધરાધામ | રઘુવીર ચૌધરી | 100 |
| પ્રેમની પાંખે | ફાધર શેખર, અનુ. રેમંડ ચૌહાણ | 120 |
| કવિ દ્વય | જશવંત દેસાઈ - હેમંત દેસાઈ | 100 |
| ઝાંખું ઝીણું તેજ ખર્યું રે... | શૈલેશ ટેવાણી | 100 |
| ઇથરના સમુદ્ર | મહેન્દ્ર જોશી | 100 |
| બીજી બાજુ હજી મેં જોઈ નથી | લલિત ત્રિવેદી | 100 |
| કબૂતર, પતંગ અને દર્પણ | રાજેન્દ્ર પટેલ | 90 |
| હવાનાં રૂપ | યાકૂબ પરમાર | 80 |
| મંથન | પ્રદીપ ખાંડવાલા | 200 |
| ભણે તુકો | (મરાઠી અભંગો) અનુ. અરુણા જાડેજા | 130 |
| બચાવનામું | રઘુવીર ચૌધરી | 80 |
| રોજેરોજની કવિતા | સં. નટુભાઈ જી. શાહ | 250 |
| ઘટના ઘાટે | હરિકૃષ્ણ પાઠક | 70 |
| શબ્દો વાવ્યા ને મહોર્યું ટહુકાનું વન | નટરાજ બ્રહ્મભટ્ટ | 80 |
| શ્રી પુરાંત જણસે | રાજેન્દ્ર પટેલ | 90 |
| અંદર બહાર એકાકાર | લલિત ત્રિવેદી | 80 |

REGISTERED UNDER R.N.I. NO. 1834/57 PERMITTED TO POST AT AHMEDABAD P.S.O. ON 17TH OF EVERY MONTH
**UNDER POSTAL REGD. NO. GAMC/925 (2018-2020) ISSUED BY S.S.P. AHMEDABAD VALID UP TO 31-12-2020**
**પ્રસિદ્ધ કર્યા તારીખ 'કુમાર' ૧૭ ઑગસ્ટ ૨૦૧૮ • સળંગ અંક ૧૦૮૮ • છૂટક નકલ રૂપિયા ૫૦**



Printed at : Chandrika Printery, 19, Ajay Estate, Dudheshwar Road, Ahmedabad 380 004